२८३५

# पुरु विक्रम नाटक.

श्री ज्योतिरिन्द्रनाथ ठाकुरना बंगाली उपरथी.

ભાષાન્તર કરનાર

નારાયણ હેમચંદ્ર.

अभिभूतिभयादसूनतः

श्चिरमुज्झन्ति न धाम मानिनः ॥

( किरातार्जुनीयम् )

મુંબાઈ,
નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત કર્યું.

સંવત્ ૧૯૪૩—સન ૧૮૮૭.

२९३५

# पुरु विक्रम नाटक.

श्री ज्योतिरिन्द्रनाथ ठाकुरना बंगाळी उपरथी.

ભાષાન્તર કરનાર

નારાયણ હેમચંદ્ર.

अभिभूतिभयादसूनतः
श्चिरमुज्झन्ति न धाम मानिनः ॥

( किरातार्जुनीयम् )

મુંબાઈ,
નિર્ણય સાગર યંત્રાલયમાં મુદ્રિત કર્યું.

સંવત્ ૧૯૪૩—સન ૧૮૮૭.

# उत्सर्ग.

## પરમભક્તિપાત્ર ઉદારચરિત હરિદાસ વિહારિદાસ.

રાવસાહેબ!

આપ સુજ્ઞ, આપ રાજ્યનીતિજ્ઞ છો; પરંતુ મારો આપની સાથેનો પરિચય તે ગુણને અવલંબીને નથી. આપ ઉદારચરિત, ધાર્મિક, સત્યવાદી, ન્યાયવાન્, સહૃદય, અને માનવહિતૈષી છો. એ વાસ્તે આ દીન જન હૃદયના નિભૃતસ્થાનમાં આપની પૂજા કરતો રહે છે. પૃથ્વીમાં ફરીને જોયુંછે કે ખરો ધાર્મિક અને ખરેખરો હૃદયવાન્ મનુષ્ય મળવો ઘણો દુર્લભ છે. સ્વાર્થમય પૃથ્વીમાં સ્વાર્થની જીવંત છબી સર્વત્ર પ્રસરેલી છે. માનવ-સમાજની દુર્દશા જોઇને ઘણા થોડા માણસોની આંખમાં આંસુ આવે છે. એકના દુઃખથી બીજાને દુઃખ થવું, એકનાં આંસુથી બીજાનાં આંસુ પડવાં એ આ અહંજ્ઞાનમય સંસારમાં ઘણુંકરીને જોવામાં આવતું નથી. ઘણી જગ્યાપર જે નહિ મળતાં ઠગાયો છું, તે આપની અંદર મળ્યું છે. તે વાસ્તે આપની ભક્તિ કરૂં છું, તે વાસ્તે આપના ઉપર પ્રેમ રાખું છું.

આપ મારી શ્રદ્ધા અને ભક્તિ આકર્ષણ કરવાને સમર્થ થયા છો, તે પ્રકાશ કરવાનો મારી પાસે કોઈ ઉપાય નથી. આપના માનસિક સૌન્દર્યની આગળ મેં આત્મવિક્રય કર્યો છે. પરમ ધાર્મિકપણું, સત્યવાદીપણું, ન્યાયિપણું, એ ગુણોથી આપના અહંકારશૂન્ય આત્માને આ ખલતામય સંસારમાં એક અલૌકિક સૌન્દર્યમાં ભૂષિત થયેલો જોઉંછું. જો ટૂંકામાં કહેવું હોય તો આ કહી શકુંછું કે હું આપના હૃદયને ચાહું છું-આપની પ્રતિભાની પૂજા કરૂં છું, આપની બુદ્ધિ અને વિવેચના-શક્તિને સંમાન આપુંછું, અને આપના પવિત્ર આત્માને વિશે શ્રદ્ધા તથા ભક્તિ રાખુંછું. પરંતુ એ સર્વ પ્રકાશિત કરવાનો બીજો કોઇ ઉપાય નથી. હું દરિદ્ર-મૂર્ખ-જ્ઞાનહીન-બુદ્ધિહીન છું. પૃથ્વીમાં જે ધનનો હું ભીખારી છું તે ધન

મને મળ્યું નહિ; ઈશ્વરને જાણ્યો નહિ, ધર્મને સમજ્યો નહિ. બીજું શું કહું?- જે મારે શીખવું જોઇતું હતું તે આ ક્ષણસ્થાયી જીવનમાં મેળવ્યું નહિ; અગાધ પાણીમાં ડૂબીને કિનારો લાગતો નથી. સમદુઃખી આપ છો, તેથીજ આપની પાસે આવ્યો છું. મારો ઉપહાર કેવળ અભાવ-પ્રકાશક છે. પરંતુ હૃદયની શ્રદ્ધા અને ભક્તિનો પ્રકાશક નથી. શું કરૂં ? આ જ લ્યોઃ "પુરૂ વિક્રમ નાટક" આપના નામે ઉત્સર્ગ કરૂં છું.

મુંબાઈ,
તા૦ ૧૫ મી જાન્યુઆરી ૧૮૮૭.

આપના સ્નેહનો યાચક
**નારાયણ હેમચંદ્ર.**

---

## નાટક પાત્ર.



| | | |
|---|---|---|
| શીકંદરશાહ.. | ... ... ... ... | ગ્રીસનો બાદશાહ. |
| એફેસ્ટિયન... | ... ... ... ... | શીકંદરશાહનો સેનાપતિ. |
| તક્ષશીલ ... | ... ... ... ... | } પંજાબદેશના રાજકુમાર. |
| પુરૂરાજ ... | ... ... ... ... | } |

(યવન સેના. પુરૂની સેના. પ્રતિહારી વગેરે.)

| | | |
|---|---|---|
| ઐલવિલા... | ... ... ... ... | કુલ્લુપર્વતની રાણી. |
| અંબાલિકા... | ... ... ... ... | તક્ષશીલની બહેન. |
| વેરાગણ ... | ... ... ... ... | ગાનારી. |
| સુહાસિની... | ... ... ... ... | } ઐલવિલાની સખિયો. |
| સુશોભના... | ... ... ... ... | } |



२९३५

# पुरुविक्रम नाटक.

## अंक १ लो.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—એલવિલાના દિવાનખાનાની સામે બગીચો.
ચોતરફ કુલ્લુ પર્વતનો દેખાવ.

( એલવિલા, સુશોભના અને સુહાસિની પ્રવેશ કરેછે. )

**સુશોભના**-રાજકુમારિ, કેટલાક દિવસ પેહેલાં તો તમે ત્યાં ગયાં હતાં. વળી એટલામાં પાછાં જશો ?

**એલવિલા**-તે વખતે જઇને હું પંજાબ દેશના સગળા રાજકુમારોને યવનનાં વિરૂદ્ધમાં ઉત્તેજન આપી આવી હતી. તેઓ સઘળા વિતસ્તા નદીને કિનારે છાવણી નાખશે અને ત્યાં એકઠા થશે, એવું મને વચન આપ્યું છે. હું પણ આજે લશ્કર લઈને ત્યાં તેઓને મળીશ. સખી ! જ્યાંસુધી યવનને આપણી પ્રિય જન્મભૂમિમાંથી મારીને હાંકી કાઢશું નહિ, ત્યાંસુધી મને આરામ થનાર નથી.

**સુહાસિની**-રાજકુમારિ! આપણા દેશના રાજામાં શું ઐક્યતા છે ? જે તમે તેઓને એકઠા મળવાને વાસ્તે પરિશ્રમ કરો છે. જો તમારી વાતથી તેઓ સઘળા એકઠા થાય તો હું કંઈ કહી શકતી નથી; કેમકે તેઓ સઘળા તમારા પ્રેમને ચહાનારા છે. તમારી વાતને કોઇપણ તોડી શકશે નહિ.

**એલવિલા**-મેં તેઓની આગળ પ્રતિજ્ઞા લીધીછે કે જે રાજકુમાર યવનની સાથે યુદ્ધમાં સઘળાના કરતાં વધારે વીરપણું દેખાડશે તેને હું પરણીશ!

**સુશોભના**-બેહેન! આવી પ્રતિજ્ઞા લીધી એ તમોએ સારૂં કર્યું નહિ. હું સારી પેઠે જાણુંછું કે તમો પુરૂરાજનેજ અંતરથી ચાહોછો. પુરૂરાજ પણ આપને ચાહેછે, પરંતુ જો કોઇ રાજકુમાર લડાઇમાં પુરૂરાજના કરતાં વધારે વીરત્વ બતાવશે તો શું કરશો ? બેહેન! પુરૂરાજને મુકીને બીજાને કેમ વરશો ? તેની તરફનો પ્રેમ તમારૂં હૈયું ભેદી નહિ નાખે?

**એલવિલા**–પણ હું સારીપેઠે જાણું છું કે કોઇ રાજકુમાર એવો નથી જે પુરૂરાજને વીરત્વમાં હઠાવી શકે. એના જેવો વીરપુરૂષ ભારત ભૂમિમાં બીજો કોઇ નથી. મેં જે પ્રતિજ્ઞા લીધી છે તેમાં મારી અંતરની પ્રીતિમાં કંઈપણ હરકત પડશે નહિ એટલુંજ નહિ, પણ એથી સઘળા રાજકુમાર એકઠા ન થાય તો શીકંદરની અસંખ્ય સેના ઉપર જય મેળવવાની આશા રહે નહિ.

**સુશોભના**–(સુહાસિની તરફ નજર કરીને કહે છે) જો એ પ્રમાણે થાય તો બેહેન, આપણી રાજકુમારીની પ્રતિજ્ઞામાં કંઈ દોષ આવશે નહિ.

**સુહાસિની**–(હસીને) હું સમજું છું, બેહેન! આપણી રાજકુમારી એક બાણથી બે પક્ષી મારવા ચાહે છે. પોતાના અંતરના પ્રેમમાં હરકત ન આવે અને તેથી દેશનો ઉદ્ધાર થાય.

**એલવિલા**–આજે બેહેન મને હસવું સારૂં લાગતું નથી, તમોને આજે મને છોડી જવું પડશે, હું જાણતી નથી કે ક્યારે હું પાછી આવીશ અને આપણું પાછું મળવું થશે.

**સુહાસિની**–આ શું તમે મોઢેથી બોલો છો? અરે! પુરૂરાજને મળ્યા પછી અમોને મનમાંએ લાવશો નહિ! તેમજ પ્રેમ નિમગ્ન થતાં નજરે નહિ કરો.

(દ્વારપાલનો પ્રવેશ.)

**દ્વારપાલ**–મહારાણીનો જય થાઓ! એક વેરાગણ દરવાજા ઉપર ઉભી છે તે આપને મળવા ઈચ્છે છે.

**એલવિલા**–મને હાલ વધારે અવકાશ નથી. પણ ઠીક, વારૂ તેને એકવાર આવવાને કહો.

(વેરાગણનો પ્રવેશ).

**વેરાગણ**–રાજકુમારી, મેં સાંભળ્યું છે કે સ્વદેશના ઉપર આપની અત્યંત પ્રીતિ છે. આપણા "દેશના એક પ્રસિદ્ધ કવિએ ભારતભૂમિનું" જયકીર્ત્તન નામનું એક નવું દેશગીત બનાવ્યું છે, તે ગાયન આપને સંભળાવવાની મારી ઈચ્છા છે. મેં સાંભળ્યું છે કે આપ હમણા યવનની સામે લડાઇ કરવાને જાઓ છો ત્યારે માતૃભૂમિનું જયકીર્ત્તન સાંભળીને જો આપ જાઓ તો આપનું જવું સફળ થશે. યવનો ઉપર જય મેળવો એવી મારી સંપૂર્ણ ઈચ્છા છે. બંદી બીજા કોઈ જાતના ઈનામની ખાયશ રાખતી નથી.

**એલવિલા**–(સ્વગત) હું એક સામાન્ય ભિખારીણી સમજતી

હતી. પરંતુ એમાં ઘણો ઊંચ પ્રેમભાવ જણાય છે. સ્વદેશના ઉપર એનો કેવો નિઃસ્વાર્થ પ્રેમ છે! (પ્રકાશથી) સારૂં, ગાઓ, જોઈએ.

(વેરાગણ ઉત્સાહની સાથે ગાયછે.)

વેરાગણ-　　　　(રાગ-ખમાચ.)

મળો સર્વ ભારતસંતાન, એકતાન મનપ્રાણ,
ગાઓ ભારતનાં યશગાન,
ભારતભૂમિના તુલ્ય છે કોણ સ્થાન, કોણ અદ્રિ હિમાદ્રિ સમાન.
ફૂલવતી વસુમતી, સ્રોતવતી, પુણ્યવતી,
શત ખંડનું રત્ન નિદાન,
થાઓ ભારતનો જય, જય ભારતનો જય,
ગાઓ ભારતનો જય,
શું ભય શું ભય? ગાઓ ભારતનો જય.
રૂપવતી સાધ્વી સતી, ભારત લલના,
કોણ આપું તેની તુલના?
શર્મિષ્ટા, સાવિત્રી, સીતા, દમયંતી પતિવ્રતા,
અતુલના ભારત-લલના.
થાઓ ભારતનો જય, જય ભારતનો જય,
ગાઓ ભારતનો જય.
શું ભય શું ભય, ગાઓ ભારતનો જય.
ભીષ્મદ્રોણ ભીમાર્જૂન નથી શું સ્મરણ! બીજા કેટલા મહાવીર ગણ
ભારતના હતા સેતુ, રિપુદલ ધુમકેતુ.
આર્ત્તબંધુ દુષ્ટતાદમન,
થાઓ ભારતનો જય, જય ભારતનો જય,
ગાઓ ભારતનો જય.
શું ભય શું ભય ગાઓ ભારતનો જય.
કેમ ડર ભીરૂ, કર સાહસ અપ્રિય.
"યતો ધર્મસ્તતોજય"
છિન્નભિન્ન હિનબલ, ઐક્યથી પામશું બલ,
માનું મુખ ઊજ્જવલ કરવામાં શું ભય,
થાઓ ભારતનો જય, જય ભારતનો જય.
ગાઓ ભારતનો જય.
શું ભય શું ભય, ગાઓ ભારતનો જય.

**ઐલવિલા**–બસબસ ! હદ થઇ, તમારૂં સુસ્વરથી ભરપૂર અલૌકિક ગાણું સાંભળીને મને પરમાનંદ પ્રાપ્ત થયો. તમારૂં આ ગાયન સાંભળ્યાથી કોના હૃદયમાં દેશાનુરાગ ઉત્પન્ન ન થાય ? કોણ દેશને માટે વગર હરકતે પ્રાણ ન આપી શકે ? ધન્ય છે તે કવિને કે જેણે આ જયકીર્ત્તન બનાવ્યું છે. વેરાગણ ! તમે શું સઘળી જગ્યાપર આ ગાયન ગાતાં ફરો છો ? શું તમારા માબાપ છે, તમારી ઉમર તો ઘણી નાની દેખાયછે તમારૂં લગ્ન થયું નથી? તમે એટલી ન્હાની ઉમરમાં વેરાગણનો વેશ કેમ ધારણ કર્યો છે તે કહેશો ?

**વેરાગણ**–રાજકુમારિ ! મારાં માતપિતા નથી. મારા પાંચ ભાઇ છે તેઓ આપના લશ્કરમાં છે. મારૂં લગ્ન થયું નથી. અને હું લગ્ન કરવાને પણ રાજી નથી ! પ્રેમ !–પ્રેમ માણસમાં નથી. પ્રેમ !–પ્રેમ પૃથ્વીમાં નથી.

**ઐલવિલા**–એ શું ? પ્રેમના ઉપર તમારો આટલોબધો વિરાગ.

**વેરાગણ**–હા, રાજકુમારિ ! પ્રેમના ઉપર વિરાગ છે ! હું એક સજ્જનને પ્રાણથી વધારે ચહાતી હતી, પરંતુ તે નિર્દય થઈને મને છોડી ગયો. ત્યારથી મેં પ્રતિજ્ઞા કરી છે કે માણસને હવેથી હું ચાહીશ નહિ. મેં સ્વદેશને પ્રીતિત્વથી પ્રાણ અર્પણ કર્યો છે. હું દેશને પ્રાણથી પણ વધારે ચાહુંછું. દેશને માટે વગર હરકતે પ્રાણ આપી શકીશ ને દેશને વરી ચુકી છું ! હું આ ગાયન સઘળી જગ્યાપર ગાતી ફરૂં છું. એજ મારૂં એક માત્ર વ્રત છે, મારા જે પાંચ ભાઈ આપના લશ્કરમાં છે તેઓને પણ આ ગાયન મેં શીખવ્યું છે, અને તેઓને મેં કહી રાખ્યું છે કે આ ગાયન ગાઇને સઘળા લશ્કરમાં દેશાનુરાગ જાગૃત કરવો.

**ઐલવિલા**–હું સ્ત્રી છું, મારૂં મન જ્યારે આ ગાયનથી જાગતું થયું છે, ત્યારે વીરપુરૂષનું મન કેટલું જાગતું થઈ શકે ? જાઓ, ત્યારે તમે ભારતવર્ષના પ્રદેશે પ્રદેશ, નગરે નગર, ગામે ગામ ને મોહોલ્લે મોહોલ જઇને આ ગાયન ગાઓ. જ્યાંસુધી હિમાલયથી લઇને કન્યાકુમારી પર્યન્ત સર્વ ભારતભૂમિ એક ઉત્સાહથી જાગૃત ન થાય, ત્યાં સુધી તમે તમારા કામમાં મંડજો, પ્રભુ કરશે તો તમારો આ મહત્ સંકલ્પ સિદ્ધ થશે.

**વેરાગણ**–રાજકુમારિ ! આ કામમાં હું પ્રાણ આપવાને તૈયાર છું. ભગવાન્ જરૂર મારો સંકલ્પ સિદ્ધ કરશે. તે શુભ દિવસની હું આગ્રહની સાથે વાટ જોઊં છું.

( દ્વારપાળનો પ્રવેશ. )

**દ્વારપાળ**–મહારાણીનો જય થાઓ ! આપનો સફેદ હાથી તૈયાર છે. લશ્કરના સઘળા માણસો સજ્જ થઈને ઉભા છે.

**ઐલવિલા**–સારૂં, તમે સઘળાઓ તૈયાર રહો હું આવુંછું.

**વેરાગણ**–રાજકુમારિ! હવે લડાઇના મેદાનમાં આપણે મળીશું–હાલમાં રામરામ!

( વેરાગણ જાયછે. )

**ઐલવિલા**–( સખીઓને ) પાછું તમારી સાથે ક્યારે મળવું થશે તે હું કહી શકતી નથી. રણક્ષેત્રમાંથી બચી તો પાછી મળીશ.

**સુશોભના**–રાજકુમારિ! આવી અપશુકનિયાળ વાત મુખ ઉપર લાવો ના. કહો જોઇએ અમે કયા શબ્દથી તમોને વિદાયગીરી આપીએ.

**સુહાસિની**–તમે બેહેન શામાટે જાઓ છો? તમારૂં આટલું બધું સૈન્ય છે અને તેના સેનાપતિ છે, તેઓને તમે કેમ મોકલી નથી દેતાં? સ્ત્રી થઈને તમે કેવી રીતે યુદ્ધમાં જવાની હિંમત કરોછો? તે કહો.

**ઐલવિલા**–હું સ્ત્રી છું ખરી, પરંતુ વિધાતાએ આ ન્હાના પ્રદેશનું રક્ષણ કરવાનો પર્વતભાર મારા હાથમાં મૂક્યો છે. મારા ઉપર પ્રજાઓનું સુખ દુઃખ, સ્વાધીનતા, સ્વતંત્રતા એ સર્વનો આધાર છે. દેશમાં જ્યારે આવી વિપત્તિ આવી છે, ત્યારે હું શું હમણા અહીંઆં નિશ્ચિંત બેશી રહું! હું જો હમણા મારા સૈન્યોની સાથે ન જાઉં તો તેઓને કોણ ઉત્સાહ આપશે? હું જો હમણા બેશી રહું તો દેશની સ્વાધીનતા જતી રહે અને તેથી સઘળાઓ કહેશે કે એક સ્ત્રીના હાથમાં રાજ્યનો કારભાર રહ્યાથી દેશમાં આ દુર્દશા થઈ. તમે દલગીર થાઓ નહિ, ભગવાન્ કરશે તો હું જલદી તમોને પાછી મળીશ.

( દ્વારપાળનો પ્રવેશ. )

**દ્વારપાળ**–મહારાણીનો જય થાઓ! હમણા સૂર્યનો પ્રકાશ છે. આ વખતે અહીંઆંથી ન નિકળ્યાથી વિતસ્ત નદીના કિનારે આજની રાતમાં પોહોંચવું મુશકેલ પડશે.

**ઐલવિલા**–હવે હું વખત લગાડી શકતી નથી, તમારી આગળથી હું વિદાય થાઉં છું.

( બંને સખીઓને ચુંબન કરીને જાયછે. )

**સુશો–સુહા**–ત્યારે રાજકુમારિ! ખરેખર શું અમોને છોડીને જતી રહી.

( બંને જણી શોકમાં ભરેલી પછવાડે પછવાડે જાયછે અને સર્વે જતાં રહેછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–વિતસ્તા નદીના કિનારા ઉપર રાજા તક્ષશીલની છાવણી.

(રાજા તક્ષશીલ અને રાજકુમારી અંબાલિકાનો પ્રવેશ.)

**અંબાલિકા**–રે ભાઇ! દેવતાઓની જેને મદદ છે, સઘળી સાગર સહિત પૃથ્વી જેની અધીનતા સ્વીકારે છે, સઘળા નરપતિ જેના પગનું ચુંબન કરે છે, એવા પ્રબલ પ્રતાપવાન શીકંદરશાહની સાથે લડાઈ કરવામાં તું હિંમત કરે છે! પ્રિયબંધુ! તું હજી સુધી તેને ઓળખતો નથી. જો, તેના બાહુબળથી કેટલાં રાજ્ય પાયમાલ થઇ ગયાં છે. કેટલા દેશ ધુળની સાથે મળી ગયા છે, કેટલા રાજા નાશને પામ્યા છે–આ સઘળું સાંભળીને, જોઇને કેમ નિરર્થક વિપત્તિને બોલાવે છે?

**તક્ષશીલ**–તારી શું એવી ઇચ્છા છે કે હું નીચ ભયને તાબે થઈને શીકંદરશાહના પગ નીચે પડું? હું શું સ્વહસ્તે ભારતવાસીઓને વાસ્તે પરાધીનતાની સાંકળ બનાવું? જે સઘળા રાજકુમાર માતૃભૂમિના રક્ષણને માટે એકઠા થયા છે, જેઓની આવી પ્રતિજ્ઞા થઈ છે કે રાજ્યબીજ હોય તો તેઓ રાજ્યની રક્ષા કરશે, નહિ તો લડાઇના મેદાનમાં પ્રાણ વિસર્જન કરશે, તે સર્વ રાજકુમારને–વિશેષે કરીને મહારાજ પુરૂને શું હમણા ત્યાગ કરૂં? છટ છટ, બેહેન એમ કદી બનશે નહિ. અંબાલિકા! તું જે બોલે છે તે સમજે છે? આ સર્વ રાજકુમારોમાંથી તું એવા એક જણને દેખાડ કે જે શીકંદરશાહનું નામ સાંભળતાંજ એકવાર કંપાયમાન ન થયો હોય? તેના નામથી ભય કરવો તો દૂર રહ્યો, તે જો હમણા પોતાના સિંહાસનપર બેઠો હોય ત્યાં પણ તેને આક્રમણ કરવાને તેઓ સર્વ તૈયાર થઈ રહ્યા છે, ત્યારે શું રાજા તક્ષશીલ નીચ પુરૂષ પ્રમાણે તેના પગ ચુંબન કરશે?

**અંબાલિકા**–બંધુ! શીકંદરશાહ જ્યારે તારા દિવાનખાનામાંથી મને બંદી કરીને પોતાની છાવણીમાં લઇ ગયો હતો, ત્યારે તેનું જેવું સૈન્યબલ મેં મારી આંખે જોયું હતું, તેનાથી મને સારી પેઠે જણાય છે કે તું કદી તેના ઉપર જય મેળવી શકીશ નહિ. તે તો બીજા કોઈ રાજાની બંધુતાની ઇચ્છા કરતો નથી. તે કેવલ તારી સાથે બંધુતા કરવાની ઇચ્છા રાખે છે. તે પોતાના બળથી ભારતભૂમિને તાબે કરશે. હમણા તેની એવી ઈચ્છા છે કે તને કંઈ પણ ઇજા આપવી નહિ.

**તક્ષશીલ**–આવો રાજા થઇને મારા ઉપર તેનો એટલો બધો અનુગ્રહ? તે શું શોધી શોધીને મને તેના આવા નીચ વેણનો તાબેદાર સમજ્યો

છે ? મહારાજ પુરૂની સાથે શું તે મૈત્રી સ્થાપન કરી શકયો નહિ ? તે સારી પેઠે સમજે છે કે મહારાજ પુરૂ એવો નીચ નથી કે તેના આવા લજ્જિત બોલવાપર કાન ધરે. હું સમજ્યો છું કે તે એવો કાયર પુરૂષ નથી કે વગર હરકતે તેની આધીનતા માને, અને શું મને તે દાસ જાણીને ચલાયમાન કરે છે કે ?

**અંબાલિકા**–એ વાત મનમાં લાવીશ નહિ, તને તે હલકો ગણતો નથી. પરંતુ તે તો તેના સઘળા શત્રુઓના કરતાં તને વધારે સાહસિક વીરપુરૂષ જાણેછે, તારી સાથે તે પેહેલાંથી બંધુતા કરવાને માટે લલચાયો છે, તેણે આ વિચારી મૂક્યું છે કે, જો તું આ લડાઈમાં ન જાય તો તે સઘળાઓના ઉપર જય લાભ કરવામાં સમર્થ થશે. એટલું તો ખરૂં છે કે તે સઘળી દુનિયાને પગતળે લાવવાને માટે હમેશાં યત્ન કરે છે, પરંતુ એ પણ ખરૂં છે કે તે જેને એક વેળા બંધુ કરીને સ્વીકાર કરે છે, તેના પ્રતિ તે કદી ખરાબ આચરણ કરતો નથી. તેની સાથે દોસ્તી કરવી એથી શું તારી મર્યાદામાં નુકસાન થાય છે ? તે જો મનમાં લાવતા હોતો મને કેમ જણાવતા નથી ? શીકંદરશાહ મારા પ્રેમનો આકાંક્ષી થઈને રોજ છુપી રીતે અહીં સંદેશા મોકલે છે તે ભાઈ તું જાણે છે, તે છતાં કેમ તું મને જણાવતો નથી ; એટલુંજ નહિપણ તેમાં તું ઉત્સાહ આપે છે ?

**તક્ષશીલ**–અંબાલિકા ! ત્યારે હવે હું તને મારા મનની વાત પ્રકાશ કરૂં છું. તું જ્યારથી શીકંદરશાહની છાવણીમાંથી નાસી આવી ત્યારથી તે તને પ્રેમની આકાંક્ષાથી રોજ અહીંઆ ખબર મોકલે છે. અને તેની સાથે રોજ પ્રેમપત્રિકા તારી ઉપર છુપી મોકલે છે, એ સઘળું જાણું છું. તે સર્વ જાણ્યા છતાં હું તને રોકતો નથી તેનું કારણ એ છે કે હું સારી પેઠે જાણું છું કે પ્રેમ, વીર્યવાન માણસને પણ નિર્વીર્ય કરી મૂકે છે, અને જે મહાપુરૂષ સાગરસહિત પૃથ્વીને જય કરી શકે છે, તે પણ પ્રેમની આગળ પરાજય સ્વીકાર કરે છે. મારી એવી ઈચ્છા છે કે, તું પ્રેમના સુખકર ગાયનમાં શીકંદરશાહને ભુલાડી મૂક ; અમે એ તરફ થઈને તેને એકદમ પરાજય પમાડિયે. પરંતુ બેહેન સાવધાન! જુઓ યવનરાજનું મન હરણ કરવા જતાં તું પોતાનું મન જવા દેતી ના.

**અંબાલિકા**–( સ્વગત ) હાય ! મારૂં મન જવા વળી શું બાકી રહ્યું છે. ( પ્રકાશ ) મહારાજ મારી વાત સાંભળ, આવા વિકટ સાહસમાં કેમ પેસે છે ! પૃથ્વી–વિજયી શીકંદરશાહની સાથે લડાઇ કરીને શું તું જય મેળવી શકીશ ? એવો શું તને ખરો વિશ્વાસ થાયછે. તારા દિવાનખા-

નામાંથી જ્યારે શીકંદરશાહ મને બંદીવાન કરી લઈ ગયો હતો ત્યારે તારા લશ્કરે શું મારી રક્ષા કરી હતી કે?

**તક્ષશીલ**–બ્હેન ? તારી આગળ હવે હું કંઇ છુપું રાખીશ નહિ. કલ્લુપર્વતની રાણી ઐલવિલાના પ્રેમમાં ઘાયલ થવાથી હું આ વિકટ લડાઇ-માં સામેલ થયો છું. તને એ પણ કહી રાખું છું કે મહાવીર શીકંદરશા-હને અમો યુદ્ધમાં પરાજય પમાડીશું એવો અમને વિશ્વાસ નથી. પરંતુ રાણી ઐલવિલાની પ્રતિજ્ઞા સાંભળી છે ત્યારથી મેં તેની સામે હથિયાર ધા-રણ કર્યું છે. તેણે અમોને એવી ધીરજ આપી છે કે જે રાજકુમાર મા-તૃભૂમિની રક્ષાને માટે સર્વ કરતાં વધારે વીરત્વ પ્રકાશ કરશે તેની સાથે તે લગ્ન કરશે. હમણા કહે જોઇએ અંબાલિકે, કેવી રીતે હું રાજકુમારી ઐલવિલાના પ્રેમની આશામાં જલાંજલી આપીને શીકંદરશાહની સાથે સંબંધ કરૂં !

**અંબાલિકા**–હમણાજ તેં કહ્યું હતું કે પ્રેમ વીર્યવાન માણસને નિર્વીર્ય કરી મૂકે છે, પરંતુ જો મહારાજ, પ્રેમ વીર્યવાન માણસને નિર્વીર્ય કરે છે કે નહિ ? નિર્વીર્ય માણસને વધારે પ્રેમના બળથી વીર્યવાન કરે છે, તેની સાક્ષી જોવી હોય તો રાજકુમારી ઐલવિલાના પ્રેમના બળથી આ સ-ઘળા રાજકુમારોને એકઠા કર્યા છે.

**તક્ષશીલ**–ખરી વાત છે અંબાલિકે, રાણી ઐલવિલાએ સઘળાને પ્રેમબંધનથી એકઠા બાંધ્યા છે.

**અંબાલિકા**–મહારાજ ! તને તો પ્રેમના બંધનથી તેણે બાંધ્યો નથી. તને તો તેણે દાસત્વની સાંકળમાં બાંધ્યો છે.

**તક્ષશીલ**–( આશ્ચર્ય પામીને) કેમ જાણ્યું ?

**અંબાલિકા**–મહારાજ ! તેણે પ્રેમના કુકટમાં તને લુબ્ધ કરી રાખ્યો છે. કેવળ તેણે પોતાની મતલબ પાર પાડવાની તાલ પકડી છે વા-સ્તવિક તેનું હૃદય બીજાની આગળ વેચાયલું છે. તેના પ્રેમનું પાત્ર તું નથી, તેના પ્રેમનું પાત્ર પુરૂ છે. તું પુરૂની સાથે મળીને લડાઈ કરીશ અને તેની મનકામના પૂર્ણ કરીશ. તું લડાઈમાં ચાહે એટલું વીરપણું પ્રકાશ કરીશ તોપણ તે માયાવીની ઐલવિલા છેલ્લે આ વાત કહેશે કે "મહારાજ પુરૂના બાહુબળથીજ આપણે જય મેળવ્યો, એટલા માટે હું હવે તેની સાથે લગ્ન કરીશ."

**તક્ષશીલ**–ત્યારે શું રાજકુમારી ઐલવિલા પુરૂરાજની છે ?

**અંબાલિકા**–રાણી ઐલવિલા પુરૂરાજને ચાહે છે તેમાં શું તને હજી સુધી સંદેહ છે? તારી સામે તો તેણે પુરૂરાજની ઘણી પ્રશંસા કરી હતી તે શું તું જાણતો નથી? પુરૂરાજના નામથી એકીવારે ગળી જાયછે કે તેને શું તેં જોઇ નથી? તેણે આ વાત કેટલી વાર કહેલી છે કે પુરૂરાજના સિવાય ભારતભૂમિની સ્વાધીનતાની બીજો કોઇ રક્ષા કરી શકશે નહિ. જે માણસ એવી રીતે સર્વદા દેવતાના સ્વરૂપ પ્રમાણે પુરૂરાજનાં સ્તુતિગાન કરે છે. એના હૃદયમંદિરનો દેવતા કોણ છે, તે શું તું હજી સુધી સમજી શકતો નથી?

**તક્ષશીલ**–પુરૂરાજના વીરપણાની કોણ તારીફ ન કરી શકે? તે પુરૂરાજની તારીફ કરે છે તેથી શું તે તેને ચાહે છે એવો તેનો અર્થ થશે? ચાહે તેમ હો, મારી આશા કોઇ રીતે જતી નથી. બેહેન, તું ઘણી કઠોર છે, હું હાલ સુખનું સ્વપ્ન જોઉં છું,–તું તેમાંથી મને જગાડતી ના, મને એકદમ નિરાશાના સાગરમાં ડુબાડતી ના.

**અંબાલિકા**–( થોડી ક્રોધાંધ થઇને ) નહિ ભાઈ! તું ત્યારે આશાનો માર્ગ જોયા કર. તારા સુખનું સ્વપ્નું હવે હું ભાગીશ નહિ. ( થોડીવાર સ્તબ્ધ થઇને ) ગમે તેમ હો, જ્યારે શીકંદરશાહે તારી સાથે બંધુતાની વિનંતિ કીધી છે, ત્યારે તું કેમ તેની સાથે શત્રુતા કરવાને પ્રવૃત્ત થાય છે? પારકાને માટે કેમ તું ધન, પ્રાણ, રાજ્ય સર્વ ખોવા ચાહે છે? અને જેને માટે તું આવી સર્વ વિપત્તિ વેઠવાને તૈયાર છે, તે પણ તને ચહાતી નથી. શીકંદરશાહ તારો શત્રુ નથી, પુરૂરાજા તારો શત્રુ છે. જો તે રાજકુમારી ઐલવિલાના હૃદયરૂપી કિલ્લાનો અધિકાર મેળવીને તને ત્યાં પ્રવેશ કરવા દેતો નથી. એટલા માટે શીકંદરની સાથે યુદ્ધ ન કર. તારા માર્ગનો કાંટો જે પુરૂરાજ છે, તેનેજ તું પેહેલાં દૂર કર, શીકંદરની સાથે લડાઇમાં તું પ્રખ્યાત નહિ થાય. જો લડાઈમાં જય મળશે તો લોકો કેહેશે કે પુરૂરાજના પરાક્રમથી જય મેળવ્યો. તને શું લાગે છે કે પૃથ્વી-વિજયી મહાવીર શીકંદરશાહની સાથે લડાઇ કરીને તે દુર્બલ ક્ષુદ્ર પુરૂરાજ જય મેળવી શકશે? જોજે પૃથ્વીના બીજા રાજા જેવા તેના બાહુબળથી પરાજય થયા છે, તેમ પુરૂ પણ પરાજય પામશે. શીકંદરશાહ દાસત્વની સાંકળમાં બાંધવા ચહાતો નથી, તે તને બંધુ સમજી આલિંગન કરવાની ઈચ્છા કરે છે, તે તને સિંહાસનથી દૂર કરવાની ઇચ્છા કરતો નથી, એટલુંજ નહિ. પણ જે સઘળા રાજકુમારો તેના વિરૂદ્ધમાં લડાઇ કરે છે તેઓને જીતીને

તે સર્વનું સિંહાસન તને આપવા ચાહે છે. ( પુરૂને આવતો જોઈને ) જુઓ પુરૂરાજ અહીં આવે છે.

**તક્ષશીલ**–( સ્વગત ) અંબાલિકા યથાર્થ કહે છે. મારા સમજવામાં આવે છે કે રાજકુમારી ઐલવિલા પુરૂરાજને અંતરથી ચાહે છે. પુરૂરાજ હમણા મારી આંખના પાટા જેવો થયો છે. હાય ! મારૂં હૃદય દગ્ધ થાયછે.

**અંબાલિકા**–હાલ હું જાઉં છું, પરંતુ મહારાજ હવે વખત નથી. આ બંનેમાંથી એકનો નિશ્ચય કરવો હોય તો પુરૂરાજનો દાસ થઇને રહેજે, નહિ તો શીકંદરશાહનું બંધુત્વ ગ્રહણ કરજે. હું હાલ જાઉં છું.

( અંબાલિકા જાયછે. )

**તક્ષશીલ**–( સ્વગત ) ખરેખર, કેમકે હું પારકાને માટે મારૂં રાજ ખોઈ બેસું ? શીકંદરની સાથે બંધુતા કરવા સારી છે.

( પુરૂરાજ પ્રવેશ કરેછે. )

**તક્ષશીલ**–પધારો મહારાજ.

**પુરૂ**–મહારાજ કુશળ તો છો !

**તક્ષશીલ**–હા મહારાજ ! હમણા આ લડાઈની હાલત કેવી સમજાય છે !

**પુરૂ**–હજી પણ શત્રુઓ ઘણા દૂર છે, આગળ વધ્યા નથી. આપણી સેના અને સેનાપતિઓ સમરોત્સાહમાં તત્પર થઈ રહ્યાં છે. તેઓના મોઢા ઉપર હિમ્મત અને તેજ જોવામાં આવે છે. સઘળાઓ એકમેકને ઉત્સાહ આપે છે. પેદળ સેના પણ લડાઇના મેદાનમાં યશ મેળવવાને માટે તત્પર થઈ છે. દરેક સૈન્યપંક્તિની અંદર જઇને હું જોઈ આવ્યો છું. સર્વેજન દેશને માટે પ્રાણાર્પણ કરવાને રાજી છે. મારા જવાથી સઘળાઓ–"જય ભારતનો જય" કહીને સિંહનાદ કરી ઉઠયા– અને મને એવું કહેવા લાગ્યા કે–"હવે કેટલીવાર અમને આ છાવણીમાં બેશીને કાળ ગુમાવવો પડશે ? જલદી અમોને લડાઇના મેદાનમાં લઈ ચાલો. યવનરક્ત પીને અમારી તરવારની તરસ શાંત કરીએ." આ વીર પુરૂષોને હવે કેટલી વાર રોકી શકાય ? યવનરાજ હમણા અનુકૂળ વખત શોધે છે. હજી પણ તે લડાઇને માટે તૈયાર થઇ શક્યો નથી, એ વાસ્તે તે વાર લગાડવાને તેનો દૂત એફેષ્ટિયનને મારી પાસે મોકલ્યો છે. એ નિરર્થક પ્રસ્તાવમાં—

**તક્ષશીલ**–પરંતુ મહારાજ ! શીકંદરશાહનો શો અભિપ્રાય છે, હું તો ધારતો નથી કે તે આપણી સાથે સુલેહ કરવાને માટે ઉત્સુક થયો હોય.

**પુરૂ**–શું કહો છો મહારાજ ! સુલેહ ! તે યવનચોરના હાથથી આપણે સુલેહ કરીશું ! ભારતભૂમિમાં એટલા દિવસ ગંભીર શાંતિ બિરાજેલી હતી, ત્યાં સ્વચ્છંદમાં આવીને તે શાંતિને ભંગ કરી ; આપણા તરફથી કંઈ પણ શત્રુતાનું આચરણ થયું નથી, ને કશાપણ કારણ સિવાય તરવાર હાથમાં લઇને આપણા દેશમાં પેઠો; લુટફાટ કરીને આપણા કોઈ કોઈ પ્રદેશને ધૂળમાં આણી મૂકયા; હવે શું આપણે તેની સાથે સંધિ કરીશું ? આપણે શું એને યોગ્ય સાશન આપીશું નહિ ? હવે સમજાય છે કે દૈવ તેનાં ઉપર કોપ્યો છે, તેથીજ તે આપણી સાથે સુલેહ કરવાને માટે તૈયાર થયો છે.

**તક્ષશીલ**–એ વાત કહેશો ના મહારાજ, કે દૈવ તેનો પ્રતિકૂલ થયો છે ! ! દેવતાની કૃપા સર્વદા તેની સાહે છે. જે મહાવીર પોતાના બાહુબળથી ઘણા દેશોને તાબે કરતો આવે છે, તેને શું સામાન્ય શત્રુ સમજીને અવજ્ઞા કરવી એ અપણા જેવા નાના સરખા રાજાઓનું કર્ત્તવ્ય કર્મ છે કે ?

**પુરૂ**–અવજ્ઞા કરવી તો બાજુએ રહી, હું તેની હિમ્મતને ધન્ય કહું છું. પરંતુ મારી એવી ઇચ્છા છે કે, જેમ હું તેની હિમ્મતની તારીફ કર્યા સિવાય રહી શકતો નથી, તેમ રણસ્થળમાં તેના મોઢે થી માંહોમાંહે એવી તારીફ કરાવીશ. લોકો શીકંદરશાહને સ્વર્ગમાં ઉંચો ચઢાવે છે. મારી ઇચ્છા છે કે હું તેને તે ઉંચા સ્થાન ઉપરથી નીચે ઢોળી પાડું. શીકંદરશાહ મનમાં વિચાર કરે છે કે, જ્યારે તેણે ઇરાનના રાજા દરાયસનો વગર હરકતે પરાજય કર્યો, ત્યારે બીજા તે શી બીશાતમાં છે ! ત્યારે તો તે પૂર્વ તરફના બીજા સબળા રાજાને પશુની પેઠે તાબે કરી શકશે. પરંતુ કેવો ભ્રમ ! કેવું અજ્ઞાન! વીરપુરૂષને–રે આ ભારતભૂમિને હજી પણ તેણે ઓળખી નથી.

**તક્ષશીલ**–નહિ મહારાજ ! આપણે હજી પણ શીકંદરશાહને ઓલખી શકયા નથી. શત્રુની એવી રીતે અવજ્ઞા કર્યાથીજ દરાયસ રાજા વિપત્તિમાં પડ્યો હતો. આકાશમાં વિજલી છુપી હતી. દરાયસ રાજા શીકંદરશાહને પાવૈ સમજતો હતો–અને સુખથી ઊંઘતો હતો, પરંતુ જ્યારે તે વિજળી તેના માથા ઉપર પડી, ત્યારેજ તેની સુખની નિદ્રા ભંગ થઈ.

**પુરૂ**–વારૂ, તેણે જે આ સંધિનો સંદેશો મોકલ્યો છે તેને બદલે તે શી આશા રાખે છે ? તમો હજારો દેશને પુછો કે એ એવી કપટ સંધિ કરે છે, કે તે દેશને છેલ્લીવાર દાસત્વની સાંકળમાં બાંધેછે કે નહિ ? તેની સાથે દોસ્તી કરવી અને તેનું દાસત્વ માનવું, એ બંનો બરાબર છે. શીકંદરશાહ જેવી રીતનો માણસ છે, તેની સાથે મધ્યવિત વ્યવહાર ચાલી શકતો નથી. કાં તો તેના વેચાતા દાસ થઈને રહેવુ પડશે, નહિ તો તેના જાહેર શત્રુ થવું પડશે.

**તક્ષશીલ**–મહારાજ ! એક બાજુએ જેમ કાયર પુરૂષ થવું ઠીક નથી, તેમ વળી ઘણું સાહસિક થવું પણ બુદ્ધિમાનનું કર્ત્તવ્ય નથી. કેટલાક અસાર સ્તુતિવાદથી જો આપણે શીકંદરશાહને સંતુષ્ટ કરી શકીએ તો તેમાં આપણી શું નુકશાની થનાર છે? જે પૂરના પ્રબલ પ્રવાહથી ગામ નગર પૂર્ણ કરેછે, તેની ગતિ રોકવી એ શું બુદ્ધિમાનનું કર્તવ્ય છે? તે ફકત મૈત્રી ચાહેછે, તે આપણું સિંહાસન ચહાતો નથી. તેની કીર્ત્તિ ધ્વજા એકવાર અહીં સ્થાપન થાય, એટલે તે બીજા દેશમાં ચાલ્યો જશે. એકવાર તેને વિજયી કહીને માન્યાથીજ તે સંતુષ્ટ થશે. જો તે આવા રીતના અસાર સ્તુતિવાદમાં સંતુષ્ટ થાય તો આપણે તેમાં શું નુકસાન છે !

**પુરૂ**–શું નુકશાની છે? વળી પુછોછો મહારાજ ! તમે ક્ષત્રિય થઈને આ વાત બોલો ના ! પણ હાયરે ! હવે સમજ્યો, ક્ષત્રિયોનું પૂર્વ વીર્ય ધીરે ધીરે લોપ થતું આવેછે. નુકશાન શું છે કહોછો મહારાજ ? આપણું માન, યશ, પુરૂષત્વ એ સર્વ જાય છે, તથાપિ એમાં કંઈ નુકશાની નથી ? યશોમાન પુરૂષને બદલે જો આપણને શૂન્ય સિંહાસન, અને અકિંચિતકર પ્રાણની રક્ષા કરવી હોય તો ધિક છે તે સિંહાસનને, ધિક છે તે પ્રાણને અને ધિક છે તે કાયર પુરૂષને, જે એવી રીતના વચન ઉપર કાન ધરે છે? તમે શું મનમાં ખાત્રી ધરોછો કે એ યવન પ્રબલ પૂર–નીરની પેઠે મહાવેગથી આપણા દેશને ધસડી જશે, અથવા તેનાં ચિન્હ માત્ર પણ પાછાં રેહેશે નહિ? તે પૂરનો પ્રબલ પ્રવાહ આપણા રાજ્યો શું ચૂર્ણ સચૂર્ણ કરીને ધસડી લઇ જશે ? ઠીક વિચાર કરો મહારાજ ! હાલ માન, યશ, પુરૂષત્વને બદલે તમે તમારા સિંહાસનની રક્ષા કરી શકશો, પરંતુ તમે શું મનમાં વિચાર કરોછો કે, તે તમે હમેશાં રક્ષા કરી શકશોજ? વિજયીની મહેરબાની ઉપરજ શું તમોને આધાર રાખવો પડશે નહિ? થોડી ખટપટ થયાથી અથવા થોડો છલભેદ રમ્યાથી શું તે તમોને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકશે નહિ? પુરૂષત્વની વાત દૂર રહી, પરંતુ જો તમો કેવલ નીચ સ્વાર્થના ઊપર નજર કરો તો આવી રીતનાં વચન ગ્રહણ કરવાં નહિ. કેવળ તમારેજ માટે મારે સ્વાર્થની વાત કહેવી પડી, નહિ તો હું માન મર્યાદા અને પુરૂષત્વ માટે એક શબ્દ પણ બોલું નહિ.

**તક્ષશીલ**–હું પણ મહારાજ ! તે મર્યાદા રક્ષણ માટે આવી રીતનું વાક્ય બોલું છું. જેનાથી આપણી રાજમર્યાદાની રક્ષા થાય, જેનાથી આપણને સિંહાસન ઊપરથી ઢળી પડવું ન પડે, એ વાસ્તે તમોને વિચાર કરવાને કહું છું.

**પુરૂ**—જો મર્યાદા રક્ષા કરવાની ઈચ્છા હોય તો ચાલો, હવે વખત ન લગાડો—ચાલો, આજેજ આપણે યવનના ઉપર ચઢાઈ કરીએ. એ યવનરાજ તમારી બહેનને બળજોરીથી તમારા મહેલમાંથી બંદી કરી લઈ ગયો હતો, તે શું તમોને યાદ નથી ? તે અપમાન પણ શું તમે સહન કરશો ? એવી રીતે શું તમે રાજમર્યાદાની રક્ષા કરવા ઇચ્છો છો ?

**તક્ષશીલ**—હું સાહસિક ને ઉછંકલ થઈશ નહિ.

**પુરૂ**—ત્યારે તો કાયરપણુંજ તેનો ઉપાય છે. મહારાજ ! કાયરપણું લજ્જિત કરનાર છે, અતિ ખરાબ છે, અતિ શોકકારક છે—ક્ષત્રિય ધર્મનું ઘણું વિરુદ્ધ આચરણ છે.

**તક્ષશીલ**—મહારાજ! જે રાજા પોતાની પ્રજાને યુદ્ધ વિપત્તિથી રક્ષા કરેછે, તે પ્રજાને અત્યંત પ્રિય થાય છે.

**પુરૂ**—મહારાજ ! જે રાજા પોતાની પ્રજાને વિદેશી રાજાના મારથી બચાવેછે તે પ્રજાનો ઘણો પૂજ્ય થાયછે.

**તક્ષશીલ**—એવાં વાક્ય ગર્વનાં ભરેલાં તથા ઉછાંછલાં છે.

**પુરૂ**—એવાં વાક્ય રાજાઓને સાદર કરવા જોગ. રાજકુમારીઓને આદર કરવા જોગ છે.

**તક્ષશીલ**—સઘળી રાજકુમારી ન હોય, પરંતુ રાજકુમારી ઐલવિલા તો તમારા વાક્ય ઉપર આદર કરશેજ.

**પુરૂ**—ખરેખરૂં છે, તે કાયર પુરૂપના વાક્યને આદર કરતી નથી.

**તક્ષશીલ**—મહારાજ ! પ્રેમની શું આવીજ રીતિ છે? તમે નિર્દય થઈને તેના કોમળ અંગને આ મિષે લડાઈની વિપત્તિમાં શા વાસ્તે નાખવાને કહોછો તે બોલો જોઇયે ?

**પુરૂ**—મહારાજ ! રાજકુમારી ઐલવિલાના શરીરમાં હજી પણ વિશુદ્ધ ક્ષત્રિય લોહી વેહેછે. તે રણમાં ભય કરતી નથી, આ વીરવંતી સ્ત્રીની હિમ્મત વીર્ય વગરના પુરૂષોને શિક્ષા આપે તેવી છે.

**તક્ષશીલ**—મહારાજ ! ત્યારે શું તમો લડાઇમાં પ્રવૃત્ત થશોજ ?

**પુરૂ**—તમે જેવી રીતે શાંતિને ચાહો છો, હું તેવી રીતે યુદ્ધને માટે આતુર છું. શીકંદરશાહને પુરૂ વિક્રમની ઓળખાણ આપવાને માટેજ મેં તેની સામે અસ્ત્રશસ્ત્ર ધારણ કર્યા છે. જે દિવસથી મેં તેની કીર્ત્તિ સાંભળી હતી, તે દિવસથી આ વાસના મારા મનમાં હમેશાં જાગી રહેલી છે

કે તે એકવાર ભારતવર્ષમાં પગ મૂકે. તે દિવસથી મારૂ મન તેને શત્રુ જાણીને જોય છે. આ વિચારમાં મન અધીર થઈ પડયું હતું; તે જ્યારે ઇ-રાન જીતવા આવ્યો, ત્યારે મારી ઈચ્છા એવી થતી હતી કે જો હું ઈરાનનો રાજા હોત તો મારૂં કેવું સૌભાગ્ય થાત, હું તેથી તેની સાથે યુદ્ધ કરવાનો અવસર પામત. એટલા દિવસ પછી તેણે ભારતભૂમિમાં પગ મૂક્યો, હવે મારા મનની આશા પૂર્ણ થશે. શું કહોછો મહારાજ ! હું શું આવો સુંદર અવસર મળવા છતાં છોડી દઉં? તેની સાથે યુદ્ધ કર્યાથી શું મારી ઘણા દિ-વસની અભિલાષા પૂર્ણ કરૂં નહિ? હવે જોવું જોઇએ કે તે કેવી રીતે મારી સાથે ન લડતાં મારા દેશમાંથી ચાલ્યો જશે ? આ ઉઘાડી તરવારથી તેને જતો રોકીશ.

**તક્ષશીલ**-મહારાજ ! હું સ્વીકારૂં છું કે આવો ઉત્સાહ, આવું તેજ ક્ષત્રિયોને યોગ્ય ખરૂં, પરંતુ એ નિશ્ચય છે કે, તમો શીકંદરની આગળ પરાજિત થશો. પેલી રાણી ઐલવિલા આ તરફ આવે છે; તમો એની પાસે હવે મનના માન્યા તમારા પરાક્રમની તારીફ કરો ! તમો બેસો હું જાઉ છું. તમારી સુખકર અને આનંદ આપનાર વાતચીતની વખતે હું તમને દૂર કરવા ઈચ્છતો નથી. મારા જેવો કાયર પુરૂષ અહિં રહ્યાથી તમો લજ્જિત થશો.

( તક્ષશીલ જાયછે. ઐલવિલા આવેછે. )

**ઐલવિલા**-શું ! રાજા તક્ષશીલ મને જોઈને ભાગી ગયા ?—

**પુરૂ**-તેઓ લજ્જાથી તમારી આગળ મોઢું દેખાડી શક્યા નહિ. તે-ઓએ જ્યારે યુદ્ધમાં પાછી પાની કરી છે, ત્યારે કેવી હિમ્મતથી તમોને મળે ! રાજકુમારિ ! તેઓનું નામ શા વાસ્તે ઘો છો ? તેઓને છોડી ઘો, તેને પોતાની બ્હેનની સાથે શીકંદરશાહની પૂજા કરવા ઘો. આવો, આપણે આ સ્પર્શ કરવા યોગ્ય નહિ તેવી છાવણીમાંથી જતા રહીએ ; અહિં રાજા ત-ક્ષશીલ પૂજાનો ઉપચારહાથમાં લઇને યવન રાજાની આરાધનાને માટે વાટ જુએ છે.

**ઐલવિલા**-તે શું મહારાજ !

**પુરૂ**-તે ચાહેછે કે, હું પણ એની પેઠે યવનનું દાસત્વ સ્વીકારૂં.

**ઐલવિલા**-એ શું ખરૂં છે ? ત્યારે શું રાજા તક્ષશીલ આપણને છોડવાને તૈયાર થયોછે ? તે કાયર પુરૂષની પેઠે સ્વદેશને મૂકી દઈને શત્રુઓ-ની સાથે મળશે ? એ તો હું સ્વપ્નામાં પણ જાણતી નહોતી. તે જો આપણી સાથે ન મળે તો આપણું સૈન્યબળ ઘણું ઓછું થઈ જશે. તેથી શીકંદર-

શાહના અસંખ્ય સૈન્ય ઉપર જય મેળવવો એ એક પ્રકારે અસંભવિત થઈ પડશે. કેવી અજાયબી! એ સ્વદેશદ્રોહી કાયર પુરૂષને એટલા દિવસ સુધી હું ઓળખી શકી નહિ. (થોડો વિચાર કરીને) ગમે તેમ હો, આમાં એકીવારે અધીર થવું આપણને યોગ્ય નથી. જુઓ, હું એને પાછો આપણામાં સામેલ કરાવું છું. એની સાથે એકવાર વાત કરી જોઉં. હમણા જો એના ઉપર આપણે ઘણી અવજ્ઞા પ્રકાશ કરીએ તો આપણો સામો પક્ષ લેશે. મીઠી વાતથી તેને ફેરવી શકીશ મહારાજ!

**પુરૂ**–રાજકુમારિ! તમે શું હજી સુધી એની અભિસંધિ સમજી શક્યાં નથી? મને સારી પેઠે જણાય છે કે એ કપટી અંધે મનમાંને મનમાં ઘાટ ઘડયો છે કે તેણે વિશ્વાસઘાતક થઈને તમોને યવનરાજાના હાથમાં સોંપવાં, અને પછી તેની મદદથી બળજોરીથી તમારી સાથે લગ્ન કરવું. તમારી ઇચ્છા હોય તો તમારી જાળ તમે પોતે તૈયાર કરો. તે અધમ પાપી તમારા પ્રેમથી મને ફેરવી નહિ શકે, ને તે હજારો યત્ન કરે તોપણ સ્વાધીનતાને માટે, માતૃભૂમિને માટે, સંગ્રામમાં પ્રાણ આપવામાં મને કોઇ રોકી શકશે નહિ.

**એલવિલા**–વીર પુરૂષ તમો શું મનમાં એમ ધારો છો કે તેના આ નીચા આચરણના ઇનામ સ્વરૂપ હું તેને મારૂં હૃદય અર્પણ કરીશ? છિટ! બીજું ગમે તે હોય, પણ એ નહિ બને! પ્રિય! સારી પેઠે સમજવું કે હું કોઇ કાયર પુરૂષની સાથે લગ્ન કદી કરીશ નહિ. (વિચાર કરીને) મને માલમ પડે છે કે તેની બહેનની સલાહથીજ તેનું મન ચલિત થઈ ગયું છે. હું જો વચમાં ન રહું તો જરૂર તે તેની ખરાબ સલાહથી ભમી જશે. મેં સાંભળ્યું છે કે તેની બહેનને શીકંદરશાહ બંદી કરીને લઈ ગયો હતો, જ્યાંથી હાલ તે પાછી આવી છે, અને દૂતથી પરસ્પરની સાથે પ્રેમ પત્ર ચાલે છે.

**પુરૂ**–આ સર્વ વાત જાણ્યા છતાં તમો શા વાસ્તે તેને પાછો આણવાની મહેનત કરોછો?

**એલવિલા**–તેને હું ચાહુંછું મહારાજ! તે પણ કેવલ તમારેજ માટે. તમો એકલા મદદ વગરના થઈને કેવી રીતે તે પૃથ્વીપતિ યવનરાજની અસંખ્ય સેનાની સાથે સંગ્રામ કરશો? તક્ષશીલ તમારી સાથે આવે તો તમારૂં સૈન્યદલ ઘણું વૃદ્ધિને પામશે. લડાઇમાં ફકત પ્રાણ આપ્યાથીજ કંઇ થતું નથી, જય મેળવવા ઉપર નજર રાખવી જોઇએ. હું સારી પેઠે જાણુંછું કે તમો રણભૂમિમાં અનાયાસથી પ્રાણ વિસર્જન કરી શકશો. પરંતુ તેટલુંજ કર્યાથી શું વળ્યું? યુદ્ધમાં જય ન મેળવિયે તો આપણા દેશની

કેવી દુર્દશા થશે, તેનો શું તમો વિચાર કરતા નથી ? જો મહારાજ રણ-સ્થળમાં ફક્ત આંધળિયાં કરીને તમો જય મેળવવાની ઈચ્છા રાખતા હો તો બીજી તરફ નજર કરવાની જરૂર નથી. ચાલ્યા જાઓ, હું વિદાય થાઉંછું, હું હવે તમોને રોકીશ નહિ.

(જવાને નિકલેછે.)

**પુરૂ**–( આગ્રહની સાથે ) રાજકુમારિ ! જશો ના. મારી વાત સાંભળો, મને આવી રીતે નીચ જાણશો ના. મેં જો દેશનો ઉદ્ધાર ન કર્યો અને ફક્ત અંધ વીરત્વ પ્રકાશ કર્યું તો તેમાં મારો શો જશ થશે ? રાજકુમારિ ! હું તે ગૌરવને માટે આતુર નથી. પરંતુ હું આ વાત કહુંછું કે, જો કોઈ બીજા મને મદદ ન કરે, સર્વ મને પડતા મૂકે, તથાપિ સ્વદેશની સ્વાધીનતાને માટે એકલોજ હું એ અસંખ્ય યવન સેનાની સાથે સંગ્રામ કરીશ. એમાં જો પ્રાણ જાય તો પણ સ્વીકારીશ, પણ યવનો કહી ન શકે કે તેઓએ ભારતવાસીને પશુની પેઠે વગર હરકતે રેહંસી નાખ્યા.

**ઐલવિલા**–શું ? ભારતવાસી વગર હરકતે યવનની આધીનતા માનશે ? જો કોઈ અમોને મદદ ન આપે તો શું આપણે યુદ્ધથી દૂર થઇશું ? તેમ કદી થનાર નથી. ક્ષત્રિય થઈને શું કોઈ કદી એવી વાત કહી શકશે ? મારો કહેવાનો અભિપ્રાય એ છે કે જ્યાંસુધી બને ત્યાંસુધી મદદ મળવાની કોશીશમાં અને બળ વધારવામાં આપણો યત્ન ઓછો રાખવો નહિ. ઉલટું જેથી તમારો પ્રતાપ વધે તેજ મારી ઈચ્છા છે. જાઓ, મહારાજ ! તમારા બાહુબલથી યવનરાજનો ગર્વ તોડી નાખો, પરંતુ સહાયબલ મેળવવામાં કોઈ રીતે અચકાશો નહિ. સહાયસંપન્ન ન હશે તો યુદ્ધ નિષ્ફલ થશે. હવે મહારાજ, મને અનુમતિ આપો, હું રાજા તક્ષશીલને મળી આવું. જોઉં કે તેને કોઇ રીતે ફેરવી શકુંછું કે નહિ. એટલું તો તમોએ નિશ્ચય જાણવું કે, કોઈ પણ કાયર પુરૂપને મારૂં હૃદય કદી અર્પીશ નહિ,

**પુરૂ**–રાજકુમારિ ! મારી એમાં કંઈ આપત્તિ નથી. તમો એક વાર યત્ન કરી જુઓ, હું હાલ જાઉંછું. યવનદૂત મારી વાટ જોતો બેઠો હશે. તેને મળીને સંગ્રામમાં પ્રવૃત્ત થઇશ. ( બંને જાયછે. )

## પ્રથમાંક સમાપ્ત.

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—તક્ષશીલની છાવણીની વચમાં તંબુ.

( અંબાલિકા અને યવનદૂત એફેષ્ટિયન પ્રવેશ કરેછે. )

**એફેષ્ટિયન**-આપના દેશના રાજકુમારો લડાઈ કરવાને માટે તૈયાર થયા છે. પરંતુ હું આ વખતે શામાટે આપની પાસે આવ્યો છું તે રાજકુમારિ સાંભળો. શીકંદરશાહે પોતાના મનની વાત ઉઘાડી કરીને કહી છે. હું તેનો એક ઘણો વિશ્વાસુ નોકર છું. તેણે આપના કુશળ સમાચાર જાણવાને માટે આપની પાસે મને મોકલ્યો છે, અને આ વાત કહેવાને મને હુકમ આપ્યો છે કે, જેમ હમણા સમસ્ત ભારત ભૂમિની શાંતિ મારા ઉપર આધાર રાખેછે તેમ મારૂં હૃદય આપની ઉપર શાંતિ રાખવાને આધાર રાખેછે: આપના સિવાય તેના હૃદયને પ્રસન્ન કરે એવું બીજું કોઈ નથી. આપના ભાઇની સંમતિવિના આપ શું કાંઈ વચન આપી શકશો નહિ? આપનું મન હોય તો તે કદાપિ આપને નિવારણ કરી શકશે નહિ. આપના સુંદર પગની રજ આગળ પૃથ્વી રાજ્ય સમર્પણ કરશે. કહો આપના એક વેણ ઉપર સઘળો આધાર છે. શીકંદરશાહ આપની પ્રીતિ મેળવવાને સર્વથી પહેલા તૈયાર છે.

**અંબાલિકા**-દૂતરાજ! આ યુદ્ધમાં હમણાં પણ શું આ દાસીને તે યાદ કરે છે? મારા કુરૂપની શું આવી મોહની શક્તિ છે કે તેના મનને વશ કરી શકે છે? તેનું હૃદય ગર્વથીજ પરિપૂર્ણ છે, તો શું મારે માટે ત્યાં તેણે તલ જેટલી જગા રાખી છે? તેના હૃદયને મેં શું પ્રેમરૂપી સાંકળમાં બાંધ્યું છે? હું જાણું છું. તેના જેવો વીરપુરૂષ પ્રેમરૂપી સાંકળમાં કદાપિ ઘણા દિવસ સુધી બંધાઈ રહેશે નહિ. ગર્વ એ સાંકળને તોડીને પોતાની તરફ બલજોરીથી લઇ જશે. હું જ્યારે બંદીવાન થઈને તેની છાવણીમાં હતી, ત્યારે મારા ઉપર તેનો થોડો પ્રેમ થતો મેં જોયો હતો, પરંતુ હું જ્યારે તેની લોઢાની સાંકળ છોડાવીને આવીછું ત્યારથી જણાય છે કે તેણે પણ મારી પ્રેમરૂપી સાંકળ ભાગી નાખી હશે.

**એફેષ્ટિયન**-આપ જો તેમના હૃદયને જોઈ શકતાં હોત તો આ વાત કહેત નહિ. જે દિવસે આપ ત્યાંથી ગયાં ત્યારથી તેઓ વિરહજ્વાળામાં બળે છે. તેઓ આપને માટેજ આટલા દેશ, આટલાં રાજ્ય જીતે છે. આપને મળવાને માટે તે કોઇ પણ હરકતને ગણતા નથી. છેલ્લે ઘણી વિપત્તિ સહન કરીને આપને રાજા તક્ષશીલના ભવનમાંથી લઈ જવાને સમર્થ થયા હતા, પરંતુ આપ નિર્દય થઈને તેઓને છોડીને ચાલ્યાં આવ્યાં છો તેથી તેઓ વિચાર કરે છે કે આટલું કર્યું તોપણ હજી સુધી તેના હૃદય-દુર્ગમાં હું પ્રવેશ કરી શક્યો નહિ. રાજકુમારિકે! હજી સુધી શા વાસ્તે આપ તેમના પ્રતિ હૃદય-દ્વાર બંધ કરી રાખો છો? જો તેમના પ્રેમના ઉપર આપનો કોઈ રીતનો સંદેહ હોય,—તેમનો પ્રેમ કૃત્રિમ હોય, જો આપના મનમાં થાય—

**અંબાલિકા**-દૂતરાજ! તમારી પાસે મારા મનની વાત ત્યારે ખોલીને કહું. સુંદર સમય મળ્યો નહિ તેથી મેં એટલા દિવસ પ્રકાશ કર્યું નહિ. હવે હું હૃદયનો ભાવ છુપાવી શકતી નથી. શીકંદરશાહને આ વાત કહેજો કે હું આપની પાસેથી ચાલી આવી છું, તથાપિ મારૂં હૃદય આપની પાસે બંદીવાન થઈ રહ્યું છે. જ્યારે આપ પહેલા મારા ભવનમાં આવ્યા હતા અને મને બંદીવાન કરી હતી ત્યારથી આપની તે તેજોમય મૂર્ત્તિ જોઈને હું મોહિત થઈ ગઈ હતી! મારા તે દાસત્વને ધિક્કારવું એ તો એક બાજુએ રહ્યું, પણ ઉલટી હું ખુશી માનવા લાગી અને વારંવાર દાસત્વને ચુમ્બન કરવા લાગી. આપ પૂછશો કે ત્યારે શા વાસ્તે તું ચાલી ગઈ? દૂતરાજ તેનું એક કારણ છે. મારા ભાઈએ શીકંદરશાહની સાથે લડવાને માટે દૃઢ સંકલ્પ કર્યો છે, તે પતંગની પેઠે પૃથ્વી વિજયી વીરપુરૂષના કોપ-અગ્નિમાં પોતાને નાંખવા જાય છે. ભ્રાતૃપ્રેમના ખેંચાણથી તેમને આ ખરાબ સાહસિક કામથી છેટે રાખવાને માટે હું અહીં આવી છું. પરંતુ શીકંદરશાહ શું વળી સજ થઈને મારા ભાઇના ઉપર ચઢાઇ કરવાને માટે આવશે? મારા ભાઈનું રક્તપાન કરીને તે લોહીવાળા હાથથી શું મને આલિંગન કરવાની તેઓ ઇચ્છા કરે છે?

**એફેષ્ટિયન**-નહિ, યૌવન-મોહિની રાજકુમારિ! તેઓ કદાપિ એવી ઈચ્છા કરતા નથી, અને તે માટે તેઓ આપના દેશના રાજકુમારોની સાથે સંધિ કરવાનો સંદેશો ચલાવે છે. કોણ જાણે રાજા તક્ષશીલના રક્તબિંદુપાતથી આપના સુંદર નેત્રમાંથી આસુનાં ટીપાં પડે એ આશંકાથીજ તેઓ શાંતિની પ્રાર્થના કરેછે. આપના દેશના રાજકુમારોને આપ લડાઈમાં જ-

તા રોકો. રાજા તક્ષશીલ યુદ્ધમાં પ્રવૃત્ત ન થાય એવો બંદોબસ્ત કરો, કારણ કે, શીકંદરશાહ રાજા તક્ષશીલની સામે હથિયાર ધારણ કરીને આપને કષ્ટ આપવાની ઇચ્છા રાખતા નથી.

**અંબાલિકા**–દૂતરાજ! મારા ભાઇને માટે મને જે વિચાર થાય છે તે તમોને શું કહું? શીકંદરની સામે જવામાં મેં તેને ઘણો વાર્યો પરંતુ તે મારી વાત સાંભળતો નથી. માયાવિની ઐલવિલા અને પુરૂરાજ તેના મન ઉપર અધિપતિ થયાં છે. રાણી ઐલવિલાની પ્રેમાકાંક્ષાથી અને પુરૂરાજના ઉત્તેજનના વાક્યથી તેનું મન તે તરફ વશ થયું છે. એમાં મને કેવો ડર થાય છે તે હું કહી શકતી નથી. ફક્ત મારા ભાઈને માટેજ ભય થતો નથી—શીકંદરશાહને માટે પણ મને ભય લાગે છે. શીકંદરશાહની કીર્તિ મેં સાંભળી છે, તેમનાં પરાક્રમ પણ મેં મારી આંખેથી જોયાં છે, હું જાણું છું કે તેઓએ પોતાના બાહુબલથી પૃથ્વીના ઘણાક દેશોને જીત્યા છે—હું જાણું છું કે, તેઓએ સેંકડો રાજાને પરાજય કર્યો છે, પરંતુ–પુરૂરાજને પણ હું જાણું છું. મને ભય જણાય છે કે જાણે પુરૂરાજની સાથે લડાઇમાં શીકંદરશાહ—

**એફેષ્ટિયન**–રાજકુમારી મોહિની! આ આશંકા છોડો. પુરૂ જે કરી શકે તે કરે, ભારતભૂમિના સમસ્ત પ્રદેશ તેના થઇને હથિયાર ધારણ કરે, તોપણ તેમાં ભયનું કારણ નથી. રાજકુમારિ! આપે ફકત એકજ જોવું કે રાજા તક્ષશીલ આ લડાઈમાં સામેલ ન થાય.

**અંબાલિકા**–દૂતરાજ! તમારૂં કામ જલદી કરી આવો, રાજકુમારોની સાથે સંધિના સંદેશા ચલાવી જુઓ. જો લડાઇ કરવી પડે તો શીકંદરશાહનું વજ્ર રાજા તક્ષશીલના માથા ઉપર ન પડે એવો બંદોબસ્ત કરવો.

(અંબાલિકા જાય છે.)

**એફેષ્ટિયન**–આહા! અંબાલિકા! તારી મોહની જાદુઈ છે, તેં એક પથ્થરને નરમ મીણ જેવો બનાવી દીધો છે. પણ મારે એ વિચાર શા કામના? હવે તો મારે રાજકુંવરો તરફ જવું જોઇયે. પણ ઓ પેલા સર્વે રાજકુમાર અહિંજ આવે છે.

[પુરૂ, તક્ષશીલ અને ચાર રાજકુમાર પ્રવેશ કરેછે.]

**પુરૂ**–દૂતરાજ! અમોને આવવાને થોડો વિલંબ થયો છે, એ વાસ્તે અમોને ક્ષમા કરજો, હવે તમારૂં શું કહેવું છે તે સંભળાવો.

**એફેસ્ટિયન**—રાજકુમારો ! ધ્યાન લગાડીને સાંભળો. "મહાવીર શીકંદરશાહે આપની પાસે કહાવી મોકલ્યું છે કે હજી સુધી જો આપની ઈચ્છા હોય તો સંધિ કરો, નહિ તો તુમુલ યુદ્ધમાં આપનું રાજ્ય ધૂળધાણી થઈ જશે અને થોડી મુદતમાં આપના મહેલ ઉપર તેમના જયનો વાવટો ઉડતો જોશો. મસિડોનિયન મહાવીરની પ્રચંડ ગતિ, આપ શું રોકવાને સમર્થ થશો ? સિંધુ નદીને કિનારે શું તેમના જયનું નિશાન ઉડ્યું નહોતું ? ત્યારે કેવા સાહસથી આપ તેમની સામે હથિયાર ધારણ કરો છો ? જ્યારે તેઓ આપની રાજધાનીપર્યંત આક્રમણ કરશે, ત્યારે આપની સેનાના રક્તથી રણક્ષેત્ર ઉભરાઈ જશે, ત્યારે નિશ્ચય આપાને અનુતાપ કરવો પડશે. તેમની સેના સંગ્રામમાટે ઉન્મત્ત થઈ પડી છે, તેઓએ કેવલ તેને રોકી રાખી છે. આપનું આ સુંદર રાજ્ય ધળધાણી કરવાની તેમની ઈચ્છા નથી. આપના રક્તથી તરવારને ધોઇ નાખવાની પણ તેમની ઇચ્છા નથી. જો આપ વૃથા ગર્વને વશ થઇને તેમનો કોપાનલ પ્રકટ કરશો તો નિશ્ચય આપને મહાવિપદમાં પડવું પડશે. હાલ તેઓ પ્રસન્ન છે, હજુસુધી તેઓ આપની સાથે સંધિ કરવાને તૈયાર છે. કહો જોઈએ સંગ્રામ કરવો છે કે સંધિ કરવી છે ?" આ છેલ્લું કહેવું છે. હવે આપની જેવી અભિરુચિ હોય તે કહો.

**તક્ષશીલ**—શીકંદરશાહ અમારા રાજ્યને જીતવા આવ્યા છે તથાપિ તેમના ગુણના પ્રતિ અમે આંધળા નથી. અમે તેમના દાસ થતા નથી. પરંતુ તેમની સાથે સંધિ સ્થાપન કરવામાં અમોને કંઇપણ આપત્તિ નથી.

**પ્રથમ રાજકુમાર**—અમે યવન પુત્રસાથે કદાપિ સંધિ કરીશું નહિ.

**બીજો રાજકુમાર**—રાજા તક્ષશીલની વાત અમે સાંભળીશું નહિ.

**ત્રીજો રાજકુમાર**—રાજા તક્ષશીલ અમારી ઇચ્છા વિરુદ્ધ બોલેછે.

**ચોથો રાજકુમાર**—પુરૂરાજ અમારી વતી વાત કહો.

**પુરૂ**—જ્યારે પંચનદીના કિનારાના ઉપરના સમસ્ત પ્રદેશના રાજાઓ યવન રાજ્યની સામે આ વિતસ્તા નદીના કિનારા ઉપર પહેલીવારે એકઠા થયા હતા, ત્યારે મેં વિચાર કર્યો હતો કે એક હૃદયથી સ્વદેશની સ્વાધીનતા રાખવાને માટે દૃઢ નિશ્ચય કરવો. પરંતુ હમણાં જોઉંછું કે એક જણ સ્વદેશની સ્વાધીનતાના કરતાં યવન રાજના બંધુત્વને વધારે કિંમતી જાણે છે. રાજા તક્ષશીલ ! જ્યારે સ્વદેશનો સ્વાર્થ વિસર્જન કરવાને તૈયાર થયો છે ત્યારે સ્વદેશનો થઇને કંઈ વાત કહેવાનો એને કંઈપણ અધિકાર નથી. અને દૂતરાજ ! તે તમોએ સાંભળવું પણ ન જોઈયે. બીજા રાજકુમારોનો શો

અભિપ્રાય છે, તે તો તમોએ હમણાંજ સાંભળી લીધું. હું તેઓનો પ્રતિનિધિ થઇને, દેશનો પ્રતિનિધિ થઇને તમોને પાછું કહુંછું તે તમે ધ્યાન લગાડીને સાંભળો. યવનરાજ શીકંદરશાહ શા ઉદ્દેશથી અમારા દેશમાં આવ્યા છે? તેઓએ શા વાસ્તે અમારા દેશ ઉપર ચઢાઈ કરી છે? આટલા દિવસ સુધી અમારા દેશમાં શાંતિ બિરાજતી હતી. તેઓએ અમોને ત્રાસ પમાડીને શા માટે તે શાંતિ ભંગ કરી? અમે શું પ્રથમ તેમના પ્રતિ કંઈ શત્રુનું આચરણ કર્યું હતું કે તેને માટે તેમનો ક્રોધ પ્રગટ થયો? તેમની એટલી બધી સ્પર્ધા છે કે તેઓ વગર કારણથી, વગર ઉત્તેજનથી, અમારા દેશને જીતવા હિંમતવાન થયા? તેમની ઉદ્ધતાઇની યોગ્ય સજા ન આપતાં શું હવે તેમને છોડી મૂકશું? તેમ કદાપિ થનાર નથી. તેઓ શું વિચાર કરે છે કે પૃથ્વીના સમસ્ત રાજાને દાસત્વની સાંકળમાં બાંધીને તેઓ ચક્રવર્તી રાજ્ય કરશે? સમસ્ત પૃથ્વીને તેઓ શું એક ક્ષણું મોટું કેદખાનું કરવાની ઇચ્છા રાખેછે? નહિ હું તેમને કદી કરવા દઈશ નહિ.

**પ્રથમ રાજકુમાર**–ધન્ય રાજકુમાર!

**દ્વિતીય રાજકુમાર**–પુરૂરાજે બરાબર વાત કરી છે.

**પુરૂ**–દૂતરાજ! લોકોને કષ્ટમાંથી છોડાવવાને માટે ક્ષત્રિય નામની સૃષ્ટિ થઈ છે; જ્યાં સુધી તે વિશુદ્ધ ક્ષત્રિય–રક્તનું એક પણ બિંદુ વેહેશે ત્યાં સુધી કદાપિ અત્યાચારીનો જુલમ સમસ્ત પૃથ્વી ઉપર સંપૂર્ણ રીતે પ્રભુત્વ સ્થાપન કરી શકશે નહિ. સૂર્ય નિસ્તેજ થઈ શકશે, અગ્નિ પણ ચંદનની પેઠે શીતલતા આપશે,* પરંતુ ક્ષત્રિયતેજ કોઇપણ રીતે હોલાશે નહિ. જ્યાંસુધી ક્ષત્રિયનામ જગતમાં રહેશે ત્યાંસુધી એઓનો તેજોમય જયધ્વજ ભારતરાજ્યમાં જુલમીના પાપ મસ્તકપર ફડફડ ઉડશે. મને નિશ્ચય થયો છે કે આટલા દિવસ પછી શીકંદરશાહનું ગૌરવ જવાનો સમય આવ્યો છે, નહિતર ભારતપર આવીને પગ મૂક્ત?—ક્ષત્રિય બાહુબલથી યવનરાજના દાસત્વથી મુક્ત થઈને, પૃથ્વીવાસી પછી જે કહેશે તેના હમણા મારા કાનમાં ભણકારા થાય છે. તેઓ આહ્લાદિત ચિત્તથી ગદ્ગદ સ્વરથી આવું કહેશે કે 'જુલમી શીકંદરશાહે સમસ્ત પૃથ્વીને દાસત્વની સાંકળમાં બાંધી લીધી હતી; પરંતુ પૃથ્વીના એક ભાગમાં વસનારી એક જાતિએ તે સાંકળને તોડી અને પૃથ્વીને શાંતિ આપી છે.'—અને દૂતરાજ! તમે વારંવાર જે સંધિની વાત કહો છો, પરંતુ તમોએ નિશ્ચય સમજી લેવું કે, ક્ષત્રિયો પગે પડતા શત્રુની સાથે સંધિ કરશે નહિ.

**એફેષ્ટિયન**–શું ? શીકંદરશાહ આપને પગે પડે ? તો કહો કે સિંહ પણ શિયાળને પગે પડે ! આપ અતિ દુઃસાહસિકની પેઠે વાત કરોછો. હજી વિચારો ! હજી પણ વખત છે, તોફાન એકવાર થયા પછી રક્ષા થશે નહિ. જો આ સસાગરા વસુંધરા આપ જેવા દુર્બળના સહાયનું અવલંબન કરે, અને શીકંદરશાહના દુશ્છેદ્ય શૃંખલમાંથી મુક્ત થવાની આશા કરો, તો તે કેવી ખોટી આશા ? આપ હજીસુધી શીકંદરશાહને ઓળખી શક્યા નથી. હવે આપને હું રોકવા ઇચ્છિતો નથી. આગમાં પડીને મૂર્ખ પતંગનુંજ મૃત્યુ કોઇ રોકી શકતા નથી. આપ જોશો, જ્યારે મહા પરાક્રમી દરાયસ રાજા—

**પુરૂ**–હું વધું સાંભળનાર નથી ! તમો શું આ કહેવા માગતા હતા કે, જ્યારે ઈરાનનો રાજા શીકંદરશાહના બાહુબલથી પરાજય પામ્યો છે ત્યારે આપ શા માટે વૃથા યત્ન કરો છો ? જે રાજાને પ્રથમથી સ્ત્રીના જેવો નિ-ર્વીર્યે કરી નાખ્યો હતો તે વિલાસી રાજાને પરાજય કરવો એ શું પુરૂષાર્થ-નું કામ છે ? નિર્વીર્ય ઇરાનીઓ તેમની આધીનતા માને તેમાં વળી વિચિત્ર શું ? કોઈ કોઈ જાતિયે તેમના નામથી ભયભીત થઇને તેમનું શરણ લીધું છે, વળી કેટલીક જાતિ તેમને દેવતા સમજીને તેમને પગે પડે છે. અમે તો તેમને તે આંખથી જોતા નથી. કોઇ અસભ્ય જંગલી દેશમાં તેમને પો-તાને દેવતા કહીને ઓળખાણ આપી શકશે, પરંતુ આ તમોએ નિશ્ચય સ-મજી લેવું કે સુસભ્ય ભારતવાસી તેને મનુષ્ય કરતાં વધારે સમજશે નહિ. દૂતરાજ ! તેમને કહેજો કે, આ દેશમાં તમારા આવવાના માર્ગ ઉપર ક-દીપણ કોમળ પુષ્પ ફેલાયલાં જોશો નહિ. હજારો ધારવાળી તરવાર ઉ-પરથી તેમને દરેક પગલે આગળ જવું પડશે. તેની સાક્ષી જુઓ, સમસ્ત ઈરાનનું રાજ્ય લેવામાં જેટલી મહેનત, જેટલી સેના, જેટલો વખત રોકાયો નહોતો, તેઓને ઓર્ણા નામના એક નાના સરખા પર્વત લેવામાં, તેના કરતાં વધારે મહેનત, વધારે સૈન્ય અને વધારે કાળ ગાળવો પડયો હતો. એટલુંજ નહિ પણ એક વખતે તેને જયની આશા મૂકીને સેનાને ભાગી જવાને હુક-મ પણ આપવાનો સમય આવ્યો હતો.

**એફેષ્ટિયન**–(ઉભા થઇને) હું હવે આપને રોકવા ઈચ્છતો નથી. આ-પની જેવી અભિરુચિ હોય તે કરવાને મુખત્યાર છો, પરંતુ હું આપને એ-ટલું કહી રાખું છું કે, એને માટે નિશ્ચય આપને પશ્ચાત્તાપ કરવો પડશે. મહા-વીર શીકંદરશાહ આપને શાંતિ આપી તમારા પ્રેમનો આકાંક્ષી થયો હતો, આપ જ્યારે તે પ્રેમથી તેમને દૂર કરવા ઇચ્છો છો, ત્યારે જોશો કે આપનું રાજ્ય ધૂળધાણી કરીને, આપનું સિંહાસન નાશ કરીને, આપના દેશને લો-

હીની ધારાથી રેલછેલ કરીને, બીજી જાતને વસાવશે. તેઓ સસૈન્ય આ-પની વિરુદ્ધમાં આવવાને તૈયાર બેઠા છે, હવે વખત નથી.

**પુરૂ**–અમારી પણ તેવીજ પ્રાર્થના છે. અમે તેમાં ડરતા નથી. આપે શાહને કહેવું કે અમે સર્વે તમારી વાટ જોતા બેઠા છિયે. અથવા તેમ નહિ તો અમે જાતે સામા મળવા આવીશું.

**એફેસ્ટિયન**–હું જાઉં છું.

(એફેસ્ટિયન જાય છે.)

**તક્ષશીલ**–મહારાજ! દૂતરાજને ક્રોધાયમાન કર્યો એ શું ઠીક કામ થયું છે?

**પહેલો રાજકુમાર**–એઓએ તો ઠીક વાત કહી છે, એથી જો એને ક્રોધ થયો હોય તો એમાં આપણે શું કરીએ?

**બીજો રાજકુમાર**–ક્રોધ કરીને તો એ આપણું શું કરનાર છે?

**પુરૂ**–(તક્ષશીલના પ્રતિ) દૂતરાજ અમારા ઉપર ક્રોધાયમાન થયો છે, તેમાં આપને કંઈ ભય નથી. આપના અનુકૂલમાં તે શીકંદરની પાસે કહે-શેજ. રાણી ઐલવિલા અને અમે કેટલાક જણા ભારતવર્ષનું ગૌરવ કા-યમ રાખશું. અમારી લડાઇ આપ છેટેથી જોજો, અથવા શીકંદરશાહની બંધુતાના અનુરોધથી આપ માતૃભૂમિના વિરુદ્ધમાં પણ હથિયાર ધારણ કરી શકશો.

**તક્ષશીલ**–મારો કહેવાનો અભિપ્રાય તેવો નથી.

**ત્રીજો રાજકુમાર**–(ત્રણ રાજકુમારના પ્રતિ) ચાલો હવે જઈએ, આપણા લશ્કરને તૈયાર કરીએ. (પુરૂ અને તક્ષશીલના પ્રતિ) અમે હવે જઈએછિયે.

(ચારે રાજકુમાર જાય છે.)

(ઐલવિલા પ્રવેશ કરે છે.)

**ઐલવિલા**–(તક્ષશીલના પ્રતિ) રાજકુમાર! આપના સંબંધી એક ગુમ સાંભળવામાં આવે છે, તે શું ખરી છે? આપણા શત્રુઓ અહંકારથી કહેછે કે, "રાજા તક્ષશીલને તો અમે અડધો વશીભૂત કરી નાખ્યો છે; રાજા તક્ષશીલ કહેછે કે જે રાજાને હું ભક્તિ કરૂંછું, તેની સામે હું કદીપણ હથિયાર ધારણ કરી શકીશ નહિ." એ શું ખરૂં છે?

**તક્ષશીલ**–રાજકુમારિ! શત્રુવાક્યને થોડા સંદેહની સાથે માનવું જોઈએ. હું આપને બીજું શું કહું? વખત જતે મને જોઇ લેજો.

**ઐલવિલા**–આ અમંગલદાયક ખુમારો મિથ્યા થાય, એટલીજ મારી ઈચ્છા છે. જે ગર્વિત શત્રુઓએ આ ખુમારો કર્યો છે, તેમને, રાજકુમાર, આપ યોગ્ય સજા આપી આવો. પુરૂરાજની પેઠે હથિયાર ધારણ કરીને તે દુરાત્મા યવનોને આક્રમણ કરો. તેઓને ભયાનક શત્રુ સમજીને સર્વની પાસે પ્રકટ રીતથી પોતાની ઓળખાણ આપો.

**તક્ષશીલ**–( ઉભા થઇને ) રાજકુમારિ! હું હમણા મારા લશ્કરને સજ્જિત કરવાને જાઉં છું.

**ઐલવિલા, પુરૂ**–( ઉભા થઇને ) ચાલો આપણે પણ જઈએ.

**તક્ષશીલ**–( સ્વગત ) ઐલવિલા પુરૂરાજનેજ અંતરથી ચાહે છે એવું માલમ પડેછે, પરંતુ મારી આશા એકી વારે જતી નથી. ( વિચાર કરીને ) જવાદે, શામાટે વૃથા આશામાં મુગ્ધ થાયછે, હું મારૂં ધન પ્રાણ રાજ્ય સર્વ ખોવાને જાઉં છું? ચાલ શીકંદરશાહના હાથમાં મારૂં સર્વ લશ્કર અર્પણ કરીને તેનાજ શરણાપન્ન થાઉં.

( તક્ષશીલ જાય છે.)

**ઐલવિલા**–(તક્ષશીલના પ્રતિ લક્ષ કરીને ) ભીરુ ! તારી વાત હું ભૂલી જનાર નથી. સમરોત્સાહી વીરપુરૂષની એવી વાત પકડાતી નથી. ( પુરૂના પ્રતિ ) રાજકુમાર ! પેલા કાયર પુરૂષે નિશ્ચય એની બહેનની વાતમાં પોતાના દેશ અને પૌરૂષને બલિદાન આપવાનો સંકલ્પ કર્યો છે. હજી પણ મનનો ભાવ છુપાડવાનો યત્ન કરે છે પરંતુ લડાઈની વખતે તે જાહેર થશે.

**પુરૂ**–એવા અપદાર્થ હીન મદદગાર આપણા પક્ષમાંથી જુદા થાય તો કંઈ પણ નુકશાન થનાર નથી. ઉલટું તેમ થયાથી આપણું મંગલ થશે. કપટી મિત્રના કરતાં પ્રગટ શત્રુ પણ ઉત્તમ છે. જો આપણા એક હાથમાં કોઇ જાતનો દુરારોગ્ય સાંઘાતિક જખમ થયો હોયતો તે હાથ કાપી નાખવો સારો છે, પણ એ જખમ પોષણ કરી રાખવો ન જોઈએ.

**ઐલવિલા**–પરંતુ રાજકુમાર! આપ અસાધ્ય સાધનમાં પ્રવૃત્ત થાઓ છો. શીકંદરશાહનું કેટલું બળ છે તેની શું આપે ગણત્રી કરી જોઈ છે? આપ એકલા છો. ત્રણ ચાર નાના રાજકુમાર આપના મદદગાર છે. આપ કેઈરીતે એટલા બધા લશ્કરની સાથે લડાઇમાં જય મેળવશો ?

**પુરૂ**–શું ? રાજકુમારિ ! આપ શું એવી ઇચ્છા કરો છો કે, પેલા કાયર પુરૂષ તક્ષશીલના દૃષ્ટાંતને અનુસરી હું પણ સ્વદેશને છોડી દઉં ? નહિ–આપે કદી પણ એવી ઇચ્છા રાખવી નહિ. હું જાણુંછું કે આપના હૃદયમાં સ્વાધીનતાની સ્પૃહા પ્રજ્વલિત છે. આપેજ સઘળા રાજકુમારોને યવનરાજની સામે લડવાને એકઠા કર્યા છે; આપની આંખની સામે અમે યવનરાજની સાથે લડાઈ કરીને ગૌરવ મેળવીશું. એ આશાથીજ અમારો ઉત્સાહ બમણો થયો છે. લડાઇમાં ગૌરવ મેળવાને આપનો પ્રેમ મેળવી શકું એજ મારા મનની ફક્ત ઇચ્છા છે.

**ઐલવિલા**–જાઓ રાજકુમાર ! હવે વખત ના લગાડો. આપનું લશ્કર સજ્જિત કરો; હું એકવેળા તહિં મહેનત કરી જોઉં, તક્ષશીલના લશ્કરને યવનોના વિરુદ્ધમાં ઉત્તેજિત કરી શકું છું કે નહિ. આ મારી છેલ્લી કોશેશ છે. ત્યાર પછી આપની સાથે છાવણીમાં જઈને મળીશ.

**પુરૂ**–રાજકુમારિ ! હવે હું થોડાવાર પછી યુદ્ધ તરંગમાં પ્રવેશ કરીશ. કદાચ યુદ્ધક્ષેત્રમાં પ્રાણત્યાગ કરવો પડે. આ વેળાએ જે છેલ્લીવારે જાણી શકું કે, જેને મેં મારૂં જીવન મન સર્વ અર્પણ કર્યું છે, તે મારા પ્રતિ—

**ઐલવિલા**–જાઓ રાજકુમાર ! પહેલાં લડાઈમાં જય મેળવો, હમણા પ્રેમાલાપનો વખત નથી.

(બંને જાય છે.)

## દ્વિતીયાંક સમાપ્ત.

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

**સ્થલ—**પુરૂરાજની છાવણી સામે મેદાન.

( સૈન્યગણ શ્રેણીબદ્ધભાવે અને ધ્વજવાહક નિશાન હાથમાં લઈને ઊભેલા છે, ઘોડા ઉપર કવચથી ઢંકાયલો પુરૂરાજ પ્રવેશ કરેછે.)

**સૈન્યગણ**–(પુરૂરાજને જોઈને તરવાર મ્યાનમાંથી કાઢીને ઉત્સાહની સાથે) જય ભારતનો જય! જય મહારાજનો જય!

( નેપથ્યમાં–રણવાદ્ય થયાં અને "જય ભારતનો જય, ગાઓ ભારતનો જય, જય ભારતનો જય, શું ભય શું ભય? ગાઓ ભારતનો જય" કેવળ આ ચરણ એકવાર ગાઈને ગાયન બંધ થયું. )

**પુરૂ**–

( ઓખાહરણની ચાલ. )

ઉઠો વીરો જાગૃત થાઓ, દુષ્ટ યવનની સંમુખ ધાઓ.
યવનસેન દીસે આડંબરમાં, વાટ જૂવેછે પેસવા ઘરમાં.
થઈ આપણે સહુ એક પ્રાણ, કરો માતૃભૂમિતણું ત્રાણ.
કરે શત્રુસેનાને નિઃશેષ, હવે ઢીલ ન રહેવાય લેશ.
ખુલ્લી તરવારો હાથમાં લઈ, ચાલો જ્વલંત અનલ સમ થઇ.
જુઓ રણમાં વિજયનાં નિશાન, કેવાં ફરકી રહ્યાં આસમાન.
લોહી યવનતણે ભીંજે ધરણી, ચાલે રુધિરનદી રક્તવરણી.
થાય યવનશોણિતતણી વૃષ્ટિ, ભારતભોમે તો પાકની પુષ્ટિ.

**સૈન્યગણ**–( ઉત્સાહની સાથે. )

લોહી યવનતણે ભીંજે ધરણી, ચાલે રુધિરનદી રક્તવરણી.
થાય યવનશોણિતતણી વૃષ્ટિ, ભારતભોમે તો પાકની પુષ્ટિ.

**પુરૂ**–

( લાવણી )

છે યવન તરફ અતિ ખાર ભારતી જનને,
તે કરશે હરણ વગર હરકતથિ યવનને.
શું યવનો મનમાં એમ ગણે નિજ જોમે,
જે વીરપુરુષ કો નથી ભારતીભોમે.

આ અવની છે બહુ વીરજ જનની જનની,
એમાં પણ બેખબરાઇ હશે શું યવનની.
ઘો હવે એહને સમુચિત શિક્ષા હમણાં,
સહુ જુઓ પરાક્રમ ક્ષત્રિય પુત્રનાં બમણાં.
ક્ષત્રિયના બળથી આજ ધરાતળ ધ્રૂજો,
અતિ તપો ક્ષત્રિના તેજતણો રવિ દૂજો.
તરવાર ક્ષત્રિની બનો અશનિ જળહળતો,
તે રવ સુણિ ચૌદ ભુવન ગણ રે' ખળભળતો.

**સૈન્યગણ**–( ઉત્સાહની સાથે. )

ક્ષત્રિયના બળથી આજ ધરાતળ ધ્રૂજો,
અતિ તપો ક્ષત્રિના તેજતણો રવિ દૂજો.
તરવાર ક્ષત્રિની બનો અશનિ જગહળતો,
તે રવ સુણિ ચૌદ ભુવન ગણ રે' ખળભળતો.

**પુરૂરાજ**–

(રોલાવૃત્ત.)

પિતા પિતામહ સર્વ, દુઃખમય ભવ આ છાંડી,
થયા ચાલતા પુણ્ય દિવ્ય ધામ જે અગાડી.
તે સહુ નિરખી રહ્યા, જુઓ! થાતું રખે મેલું.
કીર્તિતેજ; સ્થિર રહો નામ ક્ષત્રિય કુળ કેરૂં,
સ્વદેશના ઉદ્ધાર કાજ મરતાં જે ડરને.
ધારી રે' કાપુરૂષ, ધિક્ક શતધા તે નરને;
સદા સડો તે દાસપણાના અંધારાએ,
સ્વાતંત્ર્ય બદલ પ્રાણ, લઈ કહો ફળ શું થાએ ?
જે ઘટમાં છે પ્રાણ, એહવો તેને ધિક્ક છે,
પ્રાણ જતાં પણ રહે, સ્વવશતા તેજ અધિક છે.
ચિરકાળ લગી દેશ તણું ગૌરવ સચવાયે,
હવે વાર નહિ, ધરો ખેંચિ તરવાર બધાએ;
સુણો સુણો આ નાદ, યવનબળતણો જણાયે,
કરો વીરગણ સર્વ અચળપણ આ વેળાએ—
મરણ શરણ કાં યવન નિધન કરવું રણમાંહિ
શરીર પતન કાં વિજય સાધના કરવી આંહિ.

**સૈન્યગણ**–(ઉત્સાહની સાથે.)
મરણ શરણકાં યવન નિધન કરવું રણ માંહિ,
શરીર પતનકાં વિજય સાધના કરવી આંહિ.

(અકસ્માત્ તુફાનનો આવિર્ભાવ.)

**પુરૂ**–ઓ: ?–કેવું ભયાનક તુફાન ! આકાશ ઘોર અંધકારમાં આચ્છન્ન થઇ ગયું છે, કાંઈ પણ હવે જણાતું નથી.

( એક ગુપ્તચર પ્રવેશ કરેછે. )

**ગુપ્તચર**–(ગભરાટથી) મહારાજનો જય થાઓ.

**પુરૂ**–(ગુપ્તચરના પ્રતિ) શી ખબર ! કહે જોઈએ. યવનો શું વિતસ્તા નદી પાર થઇ શક્યા છે ?

**ગુપ્તચર**–મહારાજ ! આજ કેટલાક દિવસ થયાં શત્રુ નદી પાર થવાની કોશેશ કરેછે; પરંતુ કોઈ રીતે પાર થઈ શકતા નથી. કાલે શીકંદરશાહના બે હિંમતવાન સેનાપતિ કેટલાક ચુંટી કાઢેલા સિપાઇઓને લઈને તરતા નદીમાંના એક દ્વીપમાં ગયા હતા. તેઓ સઘળા પરાભૂત થયા છે, એવી વખતે આપણા કેટલાક સિપાઈઓ તરતા ત્યાં જવાથી યવનસૈન્ય નદીમાં કુદી પડયુ, તેઓમાંથી કેટલાક ડુબી ગયા, કોઈ કોઇ સ્રોતમાં ક્યાં તણાઇ ગયા તેનો પત્તો લાગ્યો નથી. એવી રીતે શીકંદરશાહે ઘણી કોશેશ કરી પણ કોઈ રીતે પાર પડી શક્યો નહિ; તેથી છેલ્લીવારે આજે તેણે શિયાળની ધૂર્તતા અવલંબન કરી છે.

**પુરૂ**–એ શું ! શીકંદરશાહે શિયાળની ધૂર્તતા અવલંબન કરી છે ?

• **ગુપ્તચર**–મહારાજ ! આજે જેવું તે ભયાનક તુફાન હતું તેમ વરસાદ અને અંધકાર થયો હતો તે તો આપે જોયું હશે. શત્રુઓ એનો લાગ જોઈને અંધકારના આવરણમાં છુપાઈને આ પારે આવ્યા છે; પરંતુ તેઓ હાલ ક્યાં છે, તે અમે અંધકારથી જોઇ શકતા નથી. વખતે વખતે કેવળ તેઓની ગડબડ સંભળાય છે.

**પુરૂ**–મેં સાંભળ્યું હતું કે પારશીઓની સાથે આરાબેલાની લડાઈમાં શીકંદરશાહના એક સેનાપતિએ રાત્રે છુપી રીતે શત્રુઓને આક્રમણ કરવાની સલાહ તેને આપ્યાથી તેણે અહંકારની સાથે આવું કહ્યું હતું કે "શીકંદરશાહ કદી પણ ચોરની પેઠે છુપી રીતે આક્રમણ કરીને જય મેળવવાની ઈચ્છા કરતો નથી. તે પ્રકાશ દિવસે લડાઇ કરેછે." જે શીકંદરશાહ ઇરાનમાં એ વાત બોલ્યો હતો તે શીકંદરશાહે શું ભારતભૂમિમાં વિપરીતાચરણ

કર્યું ? સૈન્યગણ ! આ ધૂર્ત્તશિયાળ જ્યાં હોય ત્યાં સિંહની પેઠે જઈને તેને આક્રમણ કરો.

**સૈન્યગણ**–( ઉત્સાહની સાથે ) જય ભારતનો જય, જય ભારતનો જય.

(પુરૂ અને સૈન્ય જાય છે.)

(નેપથ્યમાં–"જય શીકંદરશાહનો જય," "જય ભારતનો જય," ઘોર યુદ્ધનો કોલાહલ.)

**ગુપ્તચર**—( ભયથી કાંપતો, સ્વગત ) આ વેળાએ બંને સૈન્યનું પરસ્પર જોવું થયું છે. આહ કેવું ભયાનક યુદ્ધ ! કોલાહલ ધીરે ધીરે પાસે આવતો જોવામાં આવેછે. હમણાં હું કયાં ભાગું ? એક તો આવું ઘોર અંધારૂં છે, જન પ્રાણી કોઈ જોવામાં આવતું નથી–તેમાં વળી મુહુર્મુહુ: વજ્રધ્વનિ થાયછે. આ વખતે હું કયાં જાઉં ? હે ભગવન્ ! મારી એકવાર રક્ષા કરો. કેમ મરવાને હું અહિં ખબર આપવા આવ્યો હતો ? હાય ! કેવી વિપદમાં પડ્યો છું ! પેલો થોડો પ્રકાશ થયેલો જોઉં છું, તુફાન પણ થોડું બંધ થયુંછે. આ વખતે ભાગવાનો રસ્તો જોવો જોઇયે. આહ કેવો ભયાનક કોલાહલ ! (નેપથ્યમાં–"સર્વ સાંભળો ! ક્ષત્રિય સૈન્યગણ, યુદ્ધમાં તૈયાર થાઓ." પાછું નેપથ્યમાં–"ગ્રીસીય સૈન્યગણ ! તમો પણ તૈયાર થાઓ રાજા પુરૂ શું કહે છે તે સાંભળો") આ શું ! જણાય છે કે આપણા મહારાજનો પરાજય થયો, હવે અહિં રહેવું ન જોઇએ.

(ગુપ્તચર ભાગે છે.)

( સૈન્યગણની સાથે શીકંદરશાહ પ્રવેશ કરેછે. )

**શીકંદરશાહ**–ગ્રીસીય સૈન્યગણ ! રાજા પુરૂ શું કહેછે તે સાંભળો. તેની સઘળી સેના ઘણુંકરીને નાશ પામી છે. જણાયછે કે એ હવે અસ્ત્ર પરિત્યાગ કરીને આપણા શરણાપન્ન થાયછે.

( કેટલાક સૈન્યની સાથે પુરૂ પ્રવેશ કરેછે. )

**પુરૂ**–સર્વ સાંભળો, હું શીકંદરશાહને દ્વન્દ્વ યુદ્ધમાં બોલાવું છું. અમારા બંનેમાં જ્યારે યુદ્ધ થાય ત્યારે બંને પક્ષની સેનાએ નિરસ્ત રહેવું પડશે. એ સૂચના શીકંદરશાહને કબૂલ છે કે નહિ ?

**શીકંદરશાહ**–(અગ્રસર થઈને) શીકંદરશાહને કોઈ પણ યુદ્ધમાં બોલાવે તો તે કદી પણ યુદ્ધથી પરાઙ્મુખ થનાર નથી. જોવામાં આવશે કે મહારાજ પુરૂની કેવી અસ્ત્ર ચલાવવાની શિક્ષા છે, કેવું પરાક્રમ છે; હું પુરૂરાજની સૂચનાને સ્વીકારૂં છું.

**પુરૂ**–(અગ્રસર થઈને) ત્યારે આવો.

(પુરૂ અને શીકંદરશાહની સાથે તરવારનું યુદ્ધ.—પછી યુદ્ધ કરતાં કરતાં પુરૂની તરવારના આઘાતથી શીકંદરશાહની તરવાર હાથમાંથી પડીને દૂર જાયછે.)

**શીકંદરશાહ**–ધન્ય પુરૂરાજની અસ્ત્રશિક્ષા.

**પુરૂ**–મહારાજ ! નિરસ્ત્ર થયાછો, અસ્ત્ર લ્યો. ક્ષત્રિયો નિરસ્ત્ર યોદ્ધાની સાથે લડાઈ કરતા નથી.

**શીકંદરશાહ**–(તરવાર પાછી લઈને મહારોષથી) ક્ષત્રિય વીર ! યોદ્ધાનો આવોજ નિયમ હોયછે.

(પાછી લડાઈ થાયછે તેથી શીકંદરશાહની તરવારથી પુરૂરાજની તરવાર ભાગી જાયછે.)

**પુરૂ**–ધન્ય બાહુબલને છે.

**શીકંદરશાહ**–મહારાજ! નવી તરવાર લ્યો.

(પુરૂરાજનો એક સિપાઈ દોડતો આવીને પોતાની તરવાર પુરૂરાજને આપેછે.)

**પુરૂ**–(મહારોષથી) યવનરાજ ! ક્ષત્રિય લોહી ગરમ થયું તો ત્રિભુવનમાં છૂટકો નથી, સાવચેત થાઓ.

( પાછી લડાઈ થાય છે, લડાઈ કરતાં કરતાં પુરૂ બળથી શીકંદરશાહની કમર પકડીને તેની છાતીમાં તરવાર ભોકવાને તૈયાર થાયછે. ).

**શીકંદરનું લશ્કર**–(દોડતું આવીને) મહારાજની રક્ષા કરો, મહારાજની રક્ષા કરો.

**એક સિપાઇ**–(દોડતો આવીને પુરૂરાજને તરવારથી જખમી કર્યા પછી) અમે જીવતા હોવા છતાં અમારા મહારાજનું અપમાન કરોછો ?

(પુરૂ જખમી થઈને નીચે ભોંય ઉપર પડેછે.)

**શીકંદરશાહ**–(ક્રોધથી તપીને) નરાધમ ! મારા નિષેધની અવગણના કરી, શત્રુને અન્યાયથી જખમી કરીને શીકંદરશાહના નિર્મળ જશમાં આજે તેં કલંક નાંખ્યું? જો આ તારા ખરાબ આચરણથી આખા ગ્રીસને આજે લજ્જાયમાન થવું પડયું ! એફેષ્ટિયન ! હું એને ફાંસી દેવાનો હુકમ કરૂંછું. હમણા એને છાવણીમાં લઈ જાઓ.

**એફેષ્ટિયન**–(બે સિપાઈઓના પ્રતિ) આ નરાધમને બાંધીને હમણાં છાવણીમાં લઈ જાઓ. એના વ્યવહારથી આપણ સર્વને લજ્જિત થવું પડયું.

( બે સિપાઈઓ બાંધીને છાવણીમાં લઈ જાયછે. )

**પુરૂના સિપાઇઓ**–(ક્રોધથી મ્યાનમાંથી તરવાર કાઢીને) આવો ગેરઇનસાફ હવે સહન થઈ શકતો નથી. આવો આપણે પણ યવનરાજાને તરવારથી ટુકડે ટુકડા કરી નાંખીએ.

**પુરૂ**–બહાદુર વીરો ! તમો તેમ કરશો માં, ક્ષત્રિયનો એવો કાયદો નથી કે વચન આપ્યા પછી તેના પ્રતિ ઉલટો વ્યવહાર કરવો. મેં વચન આપ્યું છે કે, મારૂં લશ્કર મને મદદ કરશે નહિ, એટલા માટે તમે તેમ કરતા નહિ.

**પુરૂના સિપાઇઓ**–જ્યારે યવનોએ અન્યાય યુદ્ધમાં આપને જખમી કર્યાં છે ત્યારે આપણે પણ આપણું વચન રાખવાને જુમેદાર નથી.

**પુરૂ**–યવનો અન્યાય યુદ્ધ કરે તો કરવા દ્યો, પરંતુ ક્ષત્રિયવચન ભંગ થનાર નથી. " धर्मयुद्धे मृतो वापि तेन लोकत्रयं जितम् "–ધર્મયુદ્ધમાં મરી ગયાથી પણ ત્રિભુવનનો જય થાય છે.

**શીકંદરશાહ**–(એફેષ્ટિયનના પ્રતિ) હાથમાં હથીઆર લેવા છતાં જે પામરો યુદ્ધના નિયમથી અજાણ્યા હોય તેને હમણાં ને હમણાં મારા લશ્કરમાંથી કાઢી મૂકો.

**એફેષ્ટિયન**–મહારાજ ! આવી રીતના જંગલીઓને લશ્કરમાંથી કાઢી મૂક્યા પછી હું બીજું કામ કરીશ.

**શીકંદરશાહ**–(સ્વગત) આજે મારે ઘણું લજ્જાયમાન થવું પડ્યું છે. હવે હું અહીંઆં શરમને માર્યે રહી શકતો નથી. છાવણીમાં જઇને લશ્કરને જેવી જોઈએ તેવી સજા આપવી જોઈએ. (પ્રકાશ) સાંભળો એફેષ્ટિયન!

(શીકંદરશાહ એકદમ જાય છે.)

**એફેષ્ટિયન**–આજ્ઞા મહારાજ ! ( જતાં જતાં લશ્કરના પ્રતિ ) તમો અહીંઆં રહેજો, હું હમણાં પાછો આવુંછું.

( બે ત્રણ રક્ષકની સાથે એફેષ્ટિયન દોડતો જાયછે. )

**પુરૂનું લશ્કર**–મહારાજ મૂર્છિત થયલા છે, ચાલો આપણે એમને ઉચકીને આપણી છાવણીમાં લઇ જઈએ.

(મૂર્છિત પુરૂને ઉચકીને લશ્કર જવા માંડે છે.)

**યવનનું લશ્કર**–અમારા બંદીવાનને તમો ક્યાં લઈ જાઓ છો ? અહિં રાખો; નહિ રાખશો તો જોઈ લેજો.

**પુરૂનું લશ્કર**–( આગળ વધીને તરવાર મ્યાનમાંથી કાઢીને ) શું બોલોછો ? મહાવીર પુરૂ યવનનો બંદીવાન છે ? અમે એક પણ જીવતા રહીશું ત્યાંસુધી યવનને કદી પણ મહારાજના શરીરને અડકવા દઈશું નહિ.

**યવનનું લશ્કર**–( આગળ વધીને તરવાર મ્યાનમાંથી કાઢીને ) શું હજી સુધી પણ બલ પ્રકાશ કરો છો કે ? અહીંઆં રાખીને ચાલ્યા જાઓ.

(કલહ કરતાં કરતાં બંને લશ્કર જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—તક્ષશીલની છાવણીમાંનો એક તંબુ.

( ઐલવિલા પ્રવેશ કરેછે. )

**ઐલવિલા**–(વ્યગ્રભાવથી અહિંયાં તહિં ફરતી સ્વગત) પેલા કાયર તક્ષશીલે મને અહિં બંદીવાન કરી છે. તેના પહેરાવાળા મને છાવણીમાંથી જવા દેતા નથી. શા વાસ્તે હું અહિં મરવા આવી? કેમ મેં તે વેળાએ પુરૂરાજની વાત ન સાંભળી? હું લડાઈની વખતે મારા લશ્કરમાં રહી શકી નહિ, લડાઇમાં કોનો જય થયો હશે? પુરૂરાજને મેં કહ્યું હતું કે, હું જલદીથી છાવણીમાં આવીને મળીશ. કોણ જાણે તે શું મનમાં ધારતો હશે. તે હાલ ક્યાં હશે? કોણ જાણે તેણે લડાઇના મેદાનમાં પ્રાણ અર્પણ કર્યો હોય. હવે શું કરૂં? આ પિંજરામાંથી હું કેવી રીતે નીકળી શકું? કોણ હવે મારો છૂટકો કરશે? મેં આ કાગળ લખી મૂક્યો છે, તે હવે કેવી રીતે પુરૂરાજની પાસે મોકલું તેનો વિચાર કરી શકતી નથી.

(નેપથ્યમાં ગાયન–મળો સર્વ ભારત સંતાન, એકતાન મન પ્રાણ, ગાઓ ભારતનું યશોગાન.)

પેલું શું સંભળાય છે? એ તો સ્ત્રીનો અવાજ જણાય છે! અહિં વળી ભારતનું જયગાન કોણ કરે છે? શું ત્યારે આપણો જય થયો છે? સબુર કર, આ બારીમાં જોઉં–ઓ!–મારા દેશની પેલી વેરાગણ ગાનારીને જોઉં છું? અહિં તે કેવી રીતે આવી હશે? હું એને અહિં બોલાવું. વેરાગણનો પોશાક જોયાથી માલમ પડે છે કે પેહેરાવાળાએ એને અહિં આવવાનો અટકાવ કર્યો નહિ હોય. આ વેળાએ મને જોઈ. પેલી અહિં આવેછે! આ વખત સારો લાગ મળ્યો છે, એના હાથે આ કાગળ પુરૂરાજની પાસે મોકલું.

( વીણા હાથમાં લઈને વેરાગણ પ્રવેશ કરેછે. )

**ઐલવિલા**–તમે વળી અહિં ક્યાંથી? તમને જોયાથી મને ઘણો આનંદ થયો તેનું વર્ણન કરી શકતી નથી.

**વેરાગણ**–રાજકુમારિ! મેં પ્રથમ આપને કહ્યું હતું કે હું "થાઓ ભારતનો જય" એ ગાયન દેશ વિદેશમાં ગાતી ફરૂંછું. એ મારા જીવનનું એક માત્ર વ્રત છે. સમસ્ત ભારતભૂમિ ઐક્ય બંધનમાં બંધાય એ મારા મનની ઈચ્છા છે.

**ઐલવિલા**–લડાઈમાં કોનો જય થયો, એ શું તમે કંઇ સાંભલ્યું છે?

**વેરાગણ**–રાજકુમારિ! હું હમણાંજ અહિં આવી છું, તેથી હું લડાઈની કંઈ પણ ખબર જાણતી નથી. આપને શું કંઈ ખબર મળતી નથી?

**એલવિલા**-નહિ, મને કંઈ ખબર મળતી નથી. શત્રુની સાથે મળી મને રાજા તક્ષશીલે અહિં બંદીવાન કરી રાખી છે.

**વેરાગણ**-શું રાજકુમારિ! આપ અહિં બંદીવાન થયાં છો? રાજા તક્ષશીલ આપણા દેશનો એક મોટો રાજા છે, તે સ્વદેશનો પરિત્યાગ કરી શત્રુની સાથે મળ્યો છે? આશ્ચર્ય છે કે, ભારતભૂમિ આવા નરાધમને પણ ગર્ભમાં ધારણ કરે છે? હા ભારતભૂમિ! હવે જાણ્યું, વિધાતાએ તમારા નસીબમાં ઘણાં દુઃખ લખ્યાં છે. રાજકુમારિ! આપનો હું કેવી રીતે ઉદ્ધાર કરી શકું તે હું સમજી શકતી નથી. (વિચાર કરીને) રાજા તક્ષશીલનું લશ્કર મારા ગાયનથી ઘણું ઉત્તેજિત થઈ પડ્યું છે. જોઉં જોઇયે તેઓનાથી આપનો ઉદ્ધાર કરી શકું છું કે કેમ.

**એલવિલા**-તમારે બીજું કંઈ કરવું પડશે નહિ, જો આ કાગળ તમે પુરૂરાજને આપી શકો તો હું આ કેદખાનામાંથી છુટી શકું.

**વેરાગણ**-રાજકુમારિ! મને કાગળ આપો. તેઓ જો હમણાં ભયાનક લડાઈના મેદાનમાં હશે તોપણ હું નિર્ભયતાથી ત્યાં જઈને તેના હાથમાં કાગળ આપીશ.

**એલવિલા**-આ લ્યો. માહારા ઉપર મોટો ઉપકાર કર્યો. (કાગળ આપેછે.)

**વેરાગણ**-એ વાત કહેશો નહિ રાજકુમારિ! મારૂં વ્રતજ એ છે. હું હવે જાઉંછું.

(વેરાગણ જાયછે.)

**એલવિલા**-(સ્વગત) હા! કાગળ મોકલ્યાથી મારા હૃદયનો બોજો થોડો ઓછો થયો.

(અંબાલિકા પ્રવેશ કરેછે.)

**એલવિલા**-(અંબાલિકા પ્રતિ) રાજકુમારિ! મને પેહેરેગિરો છાવણીમાંથી બહાર કેમ જવા દેતા નથી? હું ત્યારે શું અહિં બંદીવાન થઈ છું કે? આપના ભાઇયે કહ્યું હતું કે હું તમોને ચાહું છું. આ શું તેમના પ્રેમની ઓળખાણ? હું વિશ્વાસ રાખીને અહિં આવી; તેણે શું વિશ્વાસઘાત કરીને મારી સ્વાધીનતા હરણ કરી નથી?

**અંબાલિકા**-એ વાત કહેશો નહિ રાજકુમારિ! તેઓએ તો વિશ્વાસઘાતના જેવું કામ કર્યું નથી. તેઓએ તો ઉલટો પ્રેમીના જેવો વ્યવહાર

કર્યો છે. આ ભયંકર લડાઇમાં આપને અહિંથી જવા દેતા નથી એ તો તેમના ગાઢા પ્રેમની ઓળખાણ આપે છે. આ વખતે શું કોઈ સ્ત્રીને બ્હાર જવું ઉચિત છે? આ જગા કેવી નિરાપદ છે!—કેવી ચોતરફ શાંતિ!—

**એલવિલા**–એવી શાંતિમાં રહેવાને હું ચહાતી નથી. જ્યારે મારૂં લશ્કર પુરૂરાજની સાથે મારે માટે લડાઇના મેદાનમાં પ્રાણ છોડેછે ત્યારે હું કેવી રીતે એકલી નિરાપદથી શાંતિ ભોગવું? જ્યારે મારા મરતા સિપાઇનો રડવાનો અવાજ અહિં સુધી આવેછે ત્યારે શું મને શાંતિની વાત કહોછો?

**અંબાલિકા**–રાજકુમારિ! મહારાજ તક્ષશીલ આપના જેવા કોમળ ફુલને શું પ્રબલ લડાઇના તરંગમાં નાખીને નિશ્ચિંત રહી શકે?

**એલવિલા**–આપ હવે તેમની વાત કહેશો નહિ. પુરૂરાજ દેશને માટે પ્રાણ આપે છે, અને આપના કાયર ભાઇએ માતૃભૂમિનો પરિત્યાગ કર્યો છે, છેલ્લે મારી સ્વાધીનતા પણ હરણ કરી.

**અંબાલિકા**–પુરૂરાજનું કેવું સૌભાગ્ય છે! તેમને ક્ષણમાત્ર ન જોવાથી એકીવારે વ્યાકુલ થઇ પડો છો. આપ આતુર થાઓછો તેથી જણાય છે કે તેને જોવાને માટે આપ લડાઇના મેદાનમાં દોડી જવાને શક્તિમાન થશો.

**એલવિલા**–લડાઈના મેદાનમાં શું? તેને જોવાને માટે હું યમપુરીમાં જવાને ચુકનાર નથી, અને જણાય છે કે, રાજકુમારી અંબાલિકા પણ શીકંદરશાહને માટે માતૃભૂમિ ત્યાગ કરવાને ચુકશે નહિ.

**અંબાલિકા**–(ક્રોધિત થઈને) આપ સારીપેડે સમજજો કે, વિજયી શીકંદરશાહને હું પ્રણયી કહીને સ્વીકાર કરવામાં કંઇપણ શરમાતી નથી. આપ શું મનમાં એમ ધારો છો કે એ વાત કહી મને શરમમાં નાંખશો?

**એલવિલા**–લજ્જાવગરની થયા વિના શું કોઈ હિંદુ સ્ત્રી યવનના પ્રેમની આકાંક્ષા કરે તે ગમે તે હો, આપ એટલામાંજ શીકંદરશાહને વિજયી કહીને સંબોધન કરો છો, તેનો અર્થ શો? કોનો જય અને કોનો પરાજય થયો છે તે હજી સુધી સ્થિર થયું નથી.

**અંબાલિકા**–એટલી વાત કહેવાની શી જરૂર? પેલો મારો ભાઇ અહિં આવે છે, એની પાસેથી સર્વ ખબર સાંભળશો. (સ્વગત) એલવિલા! તેં આજ મારા મર્મમાં જખમ કર્યો છે, આજથી તને હું શત્રુ સમજીશ.

(તક્ષશીલ પ્રવેશ કરેછે.)

**તક્ષશીલ**–(ઐલવિલાના પ્રતિ) જો પુરૂરાજ તે વેળાએ મારી વાત સાંભળત તો એક ખરાબ ખબર સંભળાવીને તમને દુઃખ આપવું પડત નહિ.

**ઐલવિલા**–શું–ખરાબ–ખરાબ ખબર? સમજી છું–સમજી છું, હવે કહેવાની જરૂર નથી. ક્ષત્રિયકુલાંગાર! એ વાત કહેવાને માટે શું તું અહિં આવ્યો છે? હા પુરૂરાજ! પુરૂરાજ! પુરૂરાજ!—(મૂર્છિત થઇને પડેછે.)

**તક્ષશીલ**–આ શું થયું? અંબાલિકે! પંખો કર, પંખો કર. પુરૂરાજના પરાજયની ખબર સ્પષ્ટ ન આપતાં એણે પહેલાંથી અનુમાન કર્યું છે.

(ઐલવિલાને પંખો કરે છે.)

**ઐલવિલા**–(સચેતન થઇ ઉઠીને બેસે છે અને સ્વગત) હવે મારે બચવાનું કામ નથી. જ્યારે પુરૂરાજ ગયો છે ત્યારે તેની સાથે સ્વતંત્રતા પણ જન્મને માટે ચાલી ગઈ છે. જ્યારે પુરૂરાજ ગયો છે ત્યારે મારૂં સઘળું ગયું છે, મારી પૃથ્વીની આશા સર્વ જતી રહી છે. પરંતુ હૃદય! હજી પણ ધૈર્ય પકડ. જો મારા પ્રેમનો ઝરો જન્મને માટે સુકાઈ ગયો છે તોપણ દેશ ઉદ્ધારની હજીપણ આશા છે. ફરીથી એકવાર હું યત્ન કરી જોઉં ત્યારપછી આ પાપી જીવન વિસર્જન કરી પુરૂરાજની અનુગામિની થઈશ. (પ્રકાશ) મારૂં સઘળું લશ્કર શું પરાજય થયું છે? શું કોઈ પણ વીરપુરૂષ નથી કે જે માતૃભૂમિનો થઇને હથિયાર ધારણ કરે? વીરને ઉત્પન્ન કરનારી ભારતભૂમિ શું એટલામાં વીરશૂન્ય થઈ પડી?

**તક્ષશીલ**–શીકંદરશાહ સંપૂર્ણ રીતે જય પામ્યો છે, અને પુરૂરાજનું લશ્કર એકીવારે પરાજય થયું છે.

**ઐલવિલા**–ધિક્ રાજકુમાર! તમે અમ્લાનવદનથી આ વાત કહી શકો છો? દેશને માટે તમોને શું કંઇપણ દુઃખ કે લજ્જા જણાતી નથી? જુઓ તમારે લીધે પુરૂરાજનો પરાજય થયો. દેશ દાસત્વની સાંકળમાં બંધાયો. પુરૂરાજ એકલો મદદવગરનો થઇને કેટલો વખત સુધી અસંખ્ય યવનસૈન્યની સાથે લડાઈ કરી શકે?

**તક્ષશીલ**–રાજકુમારિ! મેં તો તેના હિતને માટે કહ્યું હતું કે શીકંદરની સાથે લડાઇ કરવાનું કામ નથી, તે તેણે સાંભળ્યું નહિ તેમાં હું શું કરૂં?

**ઐલવિલા**–જો તે કાયર હોત તો તમારી વાત સાંભળત. અમારો પ્રાણ જાય, અમારૂં રાજ્ય જાય, તો ભલે પણ અમારા હાથે ક્ષત્રિયગૌરવ કલંકિત થશે નહિ!

**તક્ષશીલ**–રાજકુમારિ! તમારૂં રાજ્ય કેમ જશે? શીકંદરશાહ તેવો માણસ નથી. સ્ત્રીજાતિનું સંમાન કેવી રીતે રાખવું જોઇયે તે સારીપેઠે જાણે છે, અને હું જ્યારે તમારો મદદગાર છું, ત્યારે કોની મગદુર છે કે તમારા સિંહાસનને અડકે.

**એલવિલા**–તમારે મોઢે હવે પૌરૂષની વાત શોભતી નથી. શીકંદરશાહ શું ઇચ્છા રાખે છે કે મારૂં સિંહાસન લઇને પાછું તે સિંહાસન મને આપશે? મેં એવા કુળમાં જન્મ લીધો નથી, કે શત્રુના હાથથી કંઈ દાન લેવું. એવું દાન આપીને શું તે મનમાં ધારે છે કે તેનું મોટું ગૌરવ વધશે? દાનથી ગૌરવ વધે છે ખરૂં, પરંતુ એ શું તેવું દાન છે? મારૂં સિંહાસન મારી પાસેથી અપહરણ કરી તેજ પાછું મને દાન કરશે?

**તક્ષશીલ**–રાજકુમારિ! તમે શીકંદરશાહને ઓળખતાં નથી. પરાજિત માણસના પ્રતિ તે એવો વ્યવહાર કરેછે કે, છેલ્લે તે પરાજિત માણસ પણ તેના હમેશના બંધુત્વપાશમાં બંધાય છે. જુઓ પરાજિત દારાયસ રાજાની પટરાણી, શીકંદરશાહને હમણાં ભાઇના પ્રમાણે સમજે છે અને દારાયસરાજાની મા તેના ઉપર પુત્રની પેઠે સ્નેહ કરે છે.

**એલવિલા**–હીનબલ પારસીકો એવું કરી શકે, પરંતુ કોઈ ક્ષત્રિય કન્યા કદીપણ પોતાના રાજ્યાપહારી ચોરને બંધુ સમજી સ્વીકાર કરી શકશે નહિ, અને તેની મહેરબાની ઉપર આધાર રાખીને કદી રાજત્વ કરી શકશે નહિ. સોનાની સાંકલ એ શું સાંકલ નથી? પ્રભુ પોતાના વેચાતા લીધેલા ગુલામને ચાહે એટલા પોશાક અને ભૂષણથી ભૂષિત કરે તો તેથી ફકત પ્રભુનું ગૌરવ વધે છે, તેનાથી શું કદી દાસનું દાસત્વ જશે? શીકંદરશાહની મહેરબાની ઉપર આધાર રાખીને જો રાજત્વ કરવું પડે તો તે રાજત્વ નથી–તે દાસત્વનું બીજું એક નામ માત્ર છે. એવું રાજત્વ લેવાની મારે જરૂર નથી. એવું રાજત્વ તમે સ્વચ્છંદથી કરો. ઉલટું શીકંદરશાહ તમારા બંધુતાના ઈનામ તરીકે મારૂં અને પુરૂરાજનું સિંહાસન ચોરી તમોને આપે, તેમાં અમે દિલગીર થનાર નથી. પરંતુ શીકંદરશાહ જો તેવો માણસ હોય તો તમારાજેવા અકૃતજ્ઞ સ્વદેશદ્રોહી નરાધમને વેચાતો ગુલામ કહીને પણ લોકોની આગળ ઓળખાણ આપવાને શરમાશે.

(ક્રોધમાં વેગથી જાય છે.)

**તક્ષશીલ**–આ વાઘણીને હવે કેવી રીતે વશીભૂત કરી શકું તે સૂઝતું નથી.

**અંબાલિકા**-તેને માટે ભાઈ ચિંતા કરીશ નહિ. શીકંદરશાહની મદદથી વાઘણીને બંધાવી તારા હાથમાં આણી આપીશ.

**તક્ષશીલ**-કેવી રીતે બ્હેન લાવીશ? બાહુબલથી શું કદી પ્રેમ મેળવી શકાય છે?

**અંબાલિકા**-બળજોરીથી નહિ તો છળથી તો થઈ શકશે. (વિચાર કરીને) મેં એક ઉપાય શોધ્યો છે. મહારાજ! પુરૂરાજ હાલ ક્યાં છે ને કેવી હાલતમાં છે?

**તક્ષશીલ**-સાંભળવામાં આવ્યું છે કે તે લડાઇમાં જખમી થયો છે ક્યાં છે તે હું કહી શકતો નથી.

**અંબાલિકા**-ભાઇ! લખવાનાં ઉપકરણ આણવાની આજ્ઞા કર.

**તક્ષશીલ**-અહિં કોણ છે?

(એક રક્ષક પ્રવેશ કરેછે.)

**રક્ષક**-(નમન કરીને) આજ્ઞા મહારાજ.

**તક્ષશીલ**-(રક્ષકના પ્રતિ) લખવાની સામગ્રી જલદી આણ.

**રક્ષક**-જેવી આજ્ઞા મહારાજ.

(રક્ષક જાયછે.)

**તક્ષશીલ**-તું કોને કાગળ લખવા ઈચ્છે છે.

**અંબાલિકા**-ભાઈ! તે પછી જોઇ લેજે.

(રક્ષક લખવાના ઉપકરણ લઈને પ્રવેશ કરીને મૂકયા પછી ચાલ્યો જાય છે.)

**અંબાલિકા**-(પત્ર લખે છે, પત્ર લખ્યા પછી) આ મારૂં લખવું પુરૂં થયું છે. સાંભળ.

રાજાધિરાજ મહારાજ તક્ષશીલ,

પ્રબલ પ્રતાપી,

પ્રાણેશ્વર! તૃષિતા ચાતકીની પેઠે તમારી વાટ જોતી હું અહિં રહેલી છું, આપ લડાઇના મેદાનમાંથી હજી પાછા આવતા નથી તે જોઇને મારૂં મન ઘણું ઉદ્વિગ્ન થયું છે, દર્શન આપીને દાસીનો ઉદ્વેગ દૂર કરો.

આપની પ્રેમાકાંક્ષિણી

**ઐલવિલા.**

આ કાગળ જો કોઈ રીતે પુરૂરાજના હાથમાં જાય તો ઘણું સારૂં. તેથી તે નિશ્ચય મનમાં જાણશે કે રાજકુમારી ઐલવિલા તનેજ અંતરથી

ચહાય છે, અને એવો તેના મનઉપર એકવાર સંસ્કાર નિગ્રહ થાય તો તે સ્વભાવતઃજ ઐલવિલાની ઉપર ઉપેક્ષા દેખાડશે, અને એવી રીતે ઉપેક્ષિત થયાથી ઐલવિલા પણ પુરૂરાજના પ્રતિ વીતરાગ થશે; તે વેળાએ મહારાજ ! તું યત્ન કરીશ તો સહજમાં તેનું મન પામી શકીશ.

**તક્ષશીલ**–ઠીક કહ્યું, અંબાલિકા ! તારા જેવી બુદ્ધિવાળી સ્ત્રી મેં બીજે કહિં પણ જોઇ નથી. સબુર, હું એક સિપાઈના દ્વારા આ કાગળ પોહોંચાડું. કોણ છે રે ?

( એક રક્ષક પ્રવેશ કરેછે. )

**રક્ષક**–મહારાજ !

**તક્ષશીલ**–મહારાજ પુરૂ ક્યાં છે તે તું જાણે છે ?

**રક્ષક**–મહારાજ ! મેં સાંભળ્યું છે કે તે તેની છાવણીમાં છે.

**તક્ષશીલ**–ઠીક છે.–તું તારો પોશાક ઉતારીને સામાન્ય પોશાક પહેરી આ કાગળ લઇને પુરૂરાજના હાથમાં આપી આવ. તે જો વિશેષ કરીને પૂછે તો આવું કહેજે;–" હું રાણી ઐલવિલાની એક પ્રજા છું, હાલમાં હું મારા દેશમાંથી આવ્યો છું, અહિં હું કોઇને ઓળખતો નથી, રાણીની સાથે માર્ગમાં મળવું થયાથી તેણે મને કહ્યું કે રાજા તક્ષશીલ લડાઈના મેદાનમાં છે, તેને આ કાગળ છૂપી રીતે આપી આવ. એટલું કહીને તે રાણી તક્ષશીલની છાવણીમાં જતી રહી તેથીજ હું અહિં આવ્યો છું. એમાં બીજું કંઈ પૂછે તેનોજ બરાબર જવાબ આપજે, વધારે વાત કહીશ મા.–સમજ્યો કે ?

**રક્ષક**–હું સમજ્યો છું મહારાજ !

( કાગળ લઈને રક્ષક જાય છે ).

**અંબાલિકા**–ભાઈ ! લડાઈ થઇ રહ્યા પછી શીકંદરશાહની સાથે તારૂં મળવું થયું હતું કે? તેણે શું મારી વાત કંઈ પૂછી હતી ?

**તક્ષશીલ**–હા મળવું થયું હતું. તેણે લડાઈમાં જય મેળવીને ગૌરવમાં ઉત્ફુલ્લ થઇને મને આ વાત કહી હતી કે, " તમે જાઓ જલદી રાજકુમારી અંબાલિકાને આ શુભ ખબર આપી આવો. હું જલદીથી તેનું દર્શન કરીને મારી આંખનું સાર્થક કરીશ." તેઓ અહિં હમણાં આવશે, હવે વિલંબ નથી. બહેન ! તારા પ્રેમમાં હું કંઇપણ હરકત નાંખીશ નહિ, પરંતુ હું પણ રાજકુમારી ઐલવિલાનો પ્રેમ મેળવી શકું તેને માટે તારે પણ યત્ન કરવો પડશે.

**અંબાલિકા**–ભાઈ! વિજયી શીકંદરશાહ જો આપણો મદદગાર થાય તો બીજી વળી શી ખોટ ? અબલા રમણી બીજા કેટલા દિવસ પોતાના હૃદયનો દરવાજો બંધ રાખી શકશે ?

**તક્ષશીલ**–ઓ પેલા શીકંદરશાહ અહિં આવે છે.

( શીકંદરશાહ, એફેષ્ટિયન અને રક્ષકો પ્રવેશ કરેછે. )

**શીકંદરશાહ**–એક ગુમાટો સાંભળ્યો છે કે પુરૂરાજ મરી ગયો. એફેષ્ટિયન ! તમે જલદી જઈને જોઈ આવો કે એ વાત ખરી છે કે નહિ. જો બચેલો હોય તો તેને અહિં લાવો. જોજો ઉન્મત્ત મૂઢસૈન્ય કોઇ રીતે તેનો પ્રાણ વિનષ્ટ ન કરે. એવા વીર પુરૂષને હું કદીપણ મારવાની ઈચ્છા કરતો નથી.

**એફેષ્ટિયન**–મહારાજની આજ્ઞા શિરોધાર્ય !

( એફેષ્ટિયન અને રક્ષકો જાય છે. )

**તક્ષશીલ**–( સ્વગત ) ભગવાન કરેને આ ગુમાટો ખરો હોય. જ્યારે પુષ્કળ માણસો કહેછે ત્યારે નિશ્ચય તેનું મરણ નીપજ્યું હશે. આહ્ !–આટલા દિવસ પછી મારા માર્ગનો કાંટો ગયો.

**શીકંદરશાહ**–મહારાજ તક્ષશીલ! આ વાત શું ખરી છે કે, કુલ્લુ પર્વતની રાણી ઐલવિલાએ આપના ઉપર અનાદર થઈને, તે દુર્મતિ, દુઃસાહસિક પુરૂરાજને હૃદય અર્પણ કર્યું છે ? મહારાજ! ચિંતા કરશો નહિ. આપનું રાજ્ય તો આપનુંજ રહ્યું. એના સિવાય પુરૂરાજનું રાજ્ય અને રાણી ઐલવિલાનું રાજ્ય પણ મેં આપને આપ્યું. આપ હવે ત્રણ રાજ્યના અધીશ્વર થયા, એ ત્રણ રાજ્યનું ઐશ્વર્ય લઇને તે સુંદરીના ચરણમાં અર્પણ કરો તો તેથી તે નિશ્ચય પ્રસન્ન થશે.

**તક્ષશીલ**–મહારાજ ! આપે મારા ઉપર ઘણો ઉપકાર કર્યો. કેવી રીતે હું મારા મનની કૃતજ્ઞતા આપની પાસે પ્રકાશ કરૂં તે–

**શીકંદરશાહ**–હમણાં કૃતજ્ઞતા પ્રકાશ કરવી છોડો, આપ હમણાં જલદી રાણી ઐલવિલા પાસે જઇને તેને પ્રસન્ન કરવાનો યત્ન કરો.

**તક્ષશીલ**–મહારાજ ! ત્યારે હું જાઉં છું.

( ઘણો ખુશી થઈને તક્ષશીલ જાય છે ).

**શીકંદરશાહ**–રાજકુમારિ ! રાજા તક્ષશીલની પ્રેમ લાલસા પૂર્ણ થાય તેને માટે તો મેં મદદ કરી, પરંતુ મારે માટે શું હું કરીશ નહિ ? મારા જયનું ફળ શું બીજાને આપીનેજ સંતુષ્ટ રહીશ ! તે ગમે તેમ

હો, મેં આપને કહ્યું હતું કે જય મેળવીને હું આપની પાસે આવીને હાજર થઈશ. જુઓ હું મારા વચન પ્રમાણે આવ્યો છું કે નહિ; આપે પણ મને કાહાવી મોકલ્યું હતું કે, આ વેળાએ આપની મુલાકાત થશે ત્યારે હું મારૂં હૃદય આપના પ્રતિ ઉન્મુક્ત કરીશ. આપ હવે આપતું વચન રાખો.

**અંબાલિકા**–રાજકુમાર ! મારા હૃદયનો દરવાજો તો આપના પ્રતિ સર્વદા ઉઘાડોજ છે, તોપણ મને એટલો ભય રહે છે કે, રખેને તમે મારાં મન પ્રાણ સર્વ આપના હાથમાં સોંપ્યા પછી છેલીવારે મને સમુદ્રમાં વહેતી મૂકો. જે વસ્તુ વગર મહેનતથી અને સહેલાઈથી મળી શકે છે તેના ઉપર, રાજકુમાર! સ્વભાવતઃજ ઉપેક્ષા હોય છે. આપના જેવા વીર પુરૂષનું હૃદય જયલાલસાથી પરિપૂર્ણ છે, તેમાં શું પ્રેમ કદી જગા પામશે? અને જો કદી પ્રેમનો ઉદ્રેક થાય તો તે થોડોવાર રહેવાવાળો છે. મારા હૃદયના ઉપર એકીવારે જય મેળવી શકો તો આપની જયલાલસા પૂર્ણ થશે અને તેથી આપની મનકામના પૂર્ણ થશે. ત્યારપછી આપ જ્યારે બીજા નવા જયની શોધમાં દોડશો ત્યારે આ દાસી આપના મનમાં પણ આવશે નહિ. રાજકુમાર! આપ જય કરી જાણો છો–પ્રેમ કેવો પદાર્થ છે તે આપ ઓળખતા નથી.

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપ જો જાણતાં હોત કે આપને માટે મારૂં હૃદય કેવું વ્યાકુલ થયું છે તો આવી વાત કહેત નહિ. ખરૂં છે કે પ્રથમ મારા હૃદયમાં યશની સ્પૃહા સિવાય બીજા કોઈને જગા મળતી નહોતી. દુનિયાંનાં સર્વે રાજ્ય અને રાજાઉપર જય મેળવીશ એ મારા મનની એકમાત્ર ચિંતા હતી. ઈરાનમાં ઘણી સુંદર સ્ત્રીઓ મારા જોવામાં આવી હતી, પરંતુ તેઓનું રૂપ લાવણ્ય મારા મનને ચલિત કરી શક્યું નહિ. યુદ્ધ ગૌરવમાં ઉન્મત્ત થઇને તેઓના ઉપર નજર પણ કરી નહિ. પરંતુ જ્યારથી આપના સુકોમલ નયન બાણે મારા હૃદયને વિદ્ધ કર્યું છે ત્યારથી મારા હૃદયમાં બીજા ભાવનો સંચાર થયો છે. વિશ્વજય કરવામાંજ હું આજસુધી ગુંથાયલો હતો, પરંતુ હાલ જોઉં છું તો વિશ્વ તમારા ચારૂ ચરણમાં ઢલી જાય છે. હવે હું પૃથ્વીમાં કયાં પણ જય મેળવવા જઈશ, તો આપને ન જોઇ શકયાથી મારૂં હૃદય કોઈ રીતે તૃપ્તિ મેળવી શકશે નહિ.

**અંબાલિકા**–રાજકુમાર ! આપ જ્યાં જશો ત્યાં જય બંદીવાનની પેઠે આપની સાથે આવશે, પરંતુ આપ શું મનમાં ધારો છો કે પ્રેમ પણ તે પ્રમાણે આપની સાથે જશે? વિસ્તીર્ણ રાજ્ય, અપાર સમુદ્ર, દુસ્તર મરુભૂમિ જ્યારે આપણને તે એકમેકથી જુદાં કરશે ત્યારે શું આ દાસી

આપની યાદદાસ્તમાં આવશે? જ્યારે સસાગરા પૃથ્વી આપના બાહુબલથી કંપાયમાન થઈને આપને પદાનત થશે, ત્યારે શું આપના મનમાં આવશે કે, એક હતભાગ્ય સ્ત્રી કોઈ દૂર દેશમાં આપને માટે રાત્ર દિવસ વિલાપ કરેછે?

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપના જેવી સુંદરીને અહિં રાખીને શું હું જઇ શકું? આપ શું મારી સાથે જવાની ઈચ્છા કરતાં નથી?

**અંબાલિકા**–રાજકુમાર! આપ તો જાણો છો કે સ્ત્રી હમેશાં પરાધીન છે. મારા ભાઈની સંમતિ સિવાય હું કંઇ કહી શકતી નથી સઘળું તેના ઉપર આધાર રાખે છે.

**શીકંદરશાહ**–તે જો મારી વાસના પૂર્ણ કરે તો હું તેને આખા ભારતવર્ષનો અધીશ્વર કરી જઈશ.

**અંબાલિકા**–રાજકુમાર! આપને બીજું કંઈ પણ કરવાની જરૂર નથી, રાજકુમારી ઐલવિલા મારા ભાઈના ઉપર પ્રસન્ન થાય એજ આપ કરી આપો તો તેની સંમતિ લેતાં મને કંઈ પણ કષ્ટ પડશે નહિ. ઐલવિલા પુરૂરાજને મેળવી ન શકે તેની તજવીજ કરશો એટલે પોતાની મેળે મારા ભાઈના ઉપર પ્રસન્ન થશે.

**શીકંદરશાહ**–ઘણું સારૂં રાજકુમારિ! રાણી ઐલવિલા રાજા તક્ષશીલના ઉપર પ્રસન્ન થાય તેને માટે હું યથાસાધ્ય યત્ન કરીશ. રાજા તક્ષશીલના ઉપર જ્યારે મારૂં સર્વ સુખ આધાર રાખે છે ત્યારે તેની મનકામના પૂર્ણ થાય તેને માટે હું યત્ન કરવામાં ઓછાપણું રાખીશ નહિ. ઐલવિલા હાલ ક્યાં છે?

**અંબાલિકા**–મહારાજ! તે પાસેના તંબુમાં છે.

**શીકંદરશાહ**–રાજકુમારિ! હું ત્યારે તેની સાથે એક વાર મુલાકાત કરી જોઉં.

(શીકંદરશાહ અને અંબાલિકા જાયછે.)

## તૃતીયાંક સમાપ્ત.

---

# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ–તક્ષશીલની છાવણીમાંનો એક તંબુ.

( ઐલવિલા. )

**ઐલવિલા**–(સ્વગત) હમણાં કેવળ શત્રુઓનો જયધ્વનિજ ચારે બાજુએથી સંભળાય છે. આવા દુઃખની વખતે હું શું એક પળ પણ એકલી એકાંતમાં બેશીને વિલાપ પણ કરી શકતી નથી? હું જ્યાં જાઉં છું ત્યાં તક્ષશીલનાં માણસો મારી સાથેને સાથે રહેલાં હોયછે. પરંતુ મને એઓ કેટલા દિવસ અહિં પૂરી રાખશે? પુરૂરાજ! તમે નિર્દય થઇ મને અહિં એકલી મૂકીને જતા રહ્યા? જાઓ, પરંતુ હું તમને છોડીશ નહિ. જલદી તમારી સાથે પરલોકમાં મળવું થશે. નહિ–પુરૂરાજ તો નિર્દય નથી–હુંજ નિર્દય બની છું. લડાઇમાં જવાની પહેલાં જ્યારે તે મારી પાસેથી વિદાય થયા તે વેળાએ તેમણે મને પૂછ્યું હતું કે તમે મને તમારૂં હૃદય અર્પણ કર્યું છે નહિ? પરંતુ મેં તેમને પાષાણહૃદયની પેઠે કહ્યું "જાઓ લડાઇમાં જાઓ, હમણાં પ્રેમાલાપનો વખત નથી." પુરૂરાજ! હું હવે એવી વાત કહીશ નહિ, હમણાં કહું છું તે સાંભળો, મારાં પ્રાણ, મન, હૃદય સર્વ તમને અર્પણ કર્યાછે. તે વખતે મેં તેમને કહ્યું નહિ–હમણાં હું કોને કહું છું? મારી વાત કોણ સાંભળશે? પુરૂરાજ! ફરી એકવાર આવીને મને દર્શન આપો? હવે હું તમોને લડાઈમાં જવાને કહીશ નહિ. ક્યાં છે–પુરૂરાજ ક્યાંછે!–હું શામાટે વૃથા અરણ્યમાં રહું છું? મારી વાત વાયુની સાથે વિલીન થઈ જાયછે. પુરૂરાજ! તમારી શી ઈચ્છાછે. હું શું યવનની આધીનતા માનું? ત્યારે શામાટે તમે મારો ઉદ્ધાર કરવાને આવતા નથી? મેં સાંભળ્યું છે કે આજે યવનરાજ મને સાંત્વના આપવાને માટે અહિં આવશે. તે આવે તો આવવા દ્યો. યવનની શક્તિ નથી કે મને ભૂલવી જાય. પુરૂરાજ! તમે એ સારીપેઠે જાણજો કે હું તમારે અયોગ્ય નથી. તમે જેવીરીતે વીર પુરૂષની પેઠે પ્રાણ ત્યાગ કર્યોછે, તેમ હું પણ વીરપત્નીની પેઠે તમારી અનુગામિની થઇશ.

( શીકંદરશાહ પ્રવેશ કરેછે. )

**ઐલવિલા**—આપ અહિં કેમ પધાર્યાં? પારકાનું રડવું સાંભળવું એ શું આપને સારૂં લાગેછે? એકાંતમાં બેશીને જે રડવાની એક થોડી

મારી સ્વાધીનતા છે, તે સ્વાધીનતાથી શું આપ મને વંચિત કરવા ઇચ્છો છો? રડવામાં પણ શું મારી સ્વાધીનતા નથી.

**શીકંદરશાહ**–રાજકુમારિ! રડો, હું તમને નિવારણ કરવા ઈચ્છતો નથી. તમને રડવાનું જેટલું જોઇયે તેટલું કારણ છે. પરંતુ તમે જે અશુભ ખબર સાંભળી છે તે ખોટી પણ થઈ શકે, કારણ ગુમાટાની વાત કંઈ કહી શકાય નહિ. પુરૂરાજના જેવો હિંમતવાન વીરપુરૂષ મેં બીજે કહિં પણ જોયો નથી. હું તેનો શત્રુછું તથાપિ હું તેનું વીરત્વ તમારીપાસે ખુલ્લા અંતઃકરણથી સ્વીકાર કરૂંછું. ભારતવર્ષમાં પગ મૂકવાની આગમજ મેં તેનું નામ સાંભળ્યું હતું. બીજાઓના કરતાં પણ તેનો યશ અને કીર્તિ—

**ઐલવિલા**–પારકા યશની અને પારકા ગુણની આપને શું અદેખાઈ આવેછે? આપ તે વાસ્તેજ શું એટલા બધા દેશ અતિક્રમ કરી તેને મારવા આવ્યા હતા?

**શીકંદરશાહ**–રાજકુમારિ! તેમ નહિ! તેનો વધ કરવાની મારી મુદ્દલે ઇચ્છા નહોતી. મેં સાંભળ્યું હતું કે પુરૂરાજના ઉપર કોઈ પણ જય મેળવી શકતો નથી. તેનું સાંભળ્યાથી મારી જયની સ્પૃહા ઉત્તેજિત થઇ હતી. પહેલાં હું ધારતો હતો કે મારા કીર્તિકલાપથી આશ્ચર્યયુક્ત થઇ આખી દુનિયાંની આંખ ફક્ત મારી ઉપરજ પડેલી છે, પરંતુ જ્યારે સાંભળ્યું કે દુનિયાંના માણસો પુરૂરાજનો પણ જયધ્વનિ કરેછે, ત્યારે હું સમજ્યોકે દુનિયાંમાં મારો એક પ્રતિદ્વૈન્દ્વી છે. હું જેટલા દેશમાં જય મેળવવાને માટે ગયો છું, ત્યાં ઘણાખરા દેશ લડાઈ વગર મારૂં નામમાત્ર સાંભળીનેજ મારા શરણાપન્ન થયા છે. પરંતુ એવી સહેલાઈએ જય મેળવ્યાથી મારા મનની તૃપ્તિ થતી નહોતી. જ્યારે મેં પુરૂરાજનું નામ સાંભળ્યું, ત્યારે ભારતભૂમિને મારા ગૌરવોપાર્જ્જનનું યોગ્યસ્થલ સમજ્યો; પુરૂરાજના પૌરૂષ અને બળની જે વાત પહેલાં સાંભળી હતી તેના કરતાં વધારે તેના કામથી ઓળખાણ મળી છે. જ્યારે તેનું સર્વ લશ્કર લડાઈમાં કપાઈ ગયું ત્યારે તેણે મને દ્વન્દ્વયુદ્ધમાં બોલાવ્યો. હું તેમાં રાજી થયો, અમે બંને જણા લડાઈ કરતા હતા તે વેળા મારા મૂર્ખ સિપાઇયોએ મારી આજ્ઞાથી વિરુદ્ધ પુરૂરાજને માર્યો. સર્વ લશ્કરની સાથે તે હમણાં પરાજિત થયો છે, તથાપિ એમાં તેના ગૌરવનો કંઈપણ હ્રાસ થયો નથી.

**ઐલવિલા**–હ્રાસ વળી શું? તેનું ગૌરવ ઉલટું એથી બમણું વધ્યું છે. પરંતુ આપ શું તેને આવા અન્યાયયુદ્ધમાં મારીને કંઇ પણ ગૌરવ અર્જ્જન કરી શકયા? આપે જય મેળવ્યો છે એમ કહીને મનને સમજાવો.

પરંતુ આપે સારીપેઠે જાણી લેવું કે તે કાયર પુરૂષાધમ તક્ષશીલ પણ મનમાં આપના વિજયી નામ વિશે સંદેહ કરેછે.

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપને જે મનની વેદના થઇછે તેને લીધે અમારા પ્રતિ કોપ પ્રકાશિત કરવો એ તમને સ્વાભાવિક છે. એ વાસ્તે હું તમને દોષ આપીશ નહિ, પરંતુ જુઓ, મેં પ્રથમ પુરૂરાજની સાથે સલાહ કરવાને માટે દૂત મોકલ્યો હતો પરંતુ તેણે મારી સૂચના અગ્રાહ્ય કરીને પોતાની વિપદને પોતેજ બોલાવી, પરંતુ એ જરૂર તમારે માનવું પડશે—

**એલવિલા**–મને આપ શું માનવાનું કહો છો? ઠીક છે, મેં માની લીધું કે આપ પૃથ્વીવિજયી છો, આપ અજેય છો, આપને કંઈ પણ અસાધ્ય નથી. ધારો કે મેં એ સર્વ માન્યું, પરંતુ આપે ઘણા દેશ જિત કર્યા, પુષ્કળ રાજાનો નાશ કર્યો, ઘણા મનુષ્યોનો રક્તપાત કર્યા છતાં પણ શું આપની લોહીની તરશ મટી નથી? પુરૂરાજે આપનું શું અનિષ્ટ કર્યું હતું? આપ અહિં ન આવત તો અમે બે જણાં પરમ સુખથી જીવન ગાળી શકત. અમારા હૃદયમાં જે સુકોમલ ગાંઠ હતી તે છિન્ન કરવાને માટે આપ ઘણા દેશ અતિક્રમ કરી અહિં આવ્યા? બીજા લોક આપને ચાહે તે કહે પરંતુ હું તો આપને પરરાજ્યાપહારી નિર્દય ચોર સિવાય બીજું કંઈ પણ સમજતી નથી.

**શીકંદરશાહ**–રાજકુમારિ! મને સારી પેઠે માલુમ છે કે તમે એવું ઇચ્છો છો કે આપની કટૂક્તિ સાંભળી ક્રોધથી પ્રજ્વલિત થઈને હું પણ તમારા પ્રતિ કટુ વાક્યનો પ્રયોગ કરૂં. પરંતુ નહિ, એવું મનમાં લાવશો નહિ શીકંદરશાહ પૃથ્વીનો નિગ્રહ કરી શકેછે પરંતુ તે અબલા સ્ત્રીના મનમાં કદી કષ્ટ આપવાની ઈચ્છા કરતો નથી. તમારા હૃદયમાં ઘણો જખમ લાગ્યો છે, તમારા દુઃખનું ઘણું કારણ પણ છે. પરંતુ રાજકુમારિ! સર્વ દૈવને આધીન છે. થઈ ગયલા વિષયને માટે વૃથા શામાટે શોક કરો છો? હું જાણું છું કે પુરૂરાજ તમારા ઉપર જેવો પ્રેમ રાખતો હતો, તેવો રાજા તક્ષશીલ પણ તમારે માટે—

**એલવિલા**–શું? તે વિશ્વાસઘાતક, કાયર, નરાધમ—

**શીકંદરશાહ**–તમે તેના ઉપર શામાટે એટલાં રીસાયલાં છો? તે તમારા ઉપર ઘણો પ્રેમ રાખે છે. તેની સાથે મળીને સુખમાં બે જણાં રાજ્ય ભોગવો પેલા રાજા તક્ષશીલ આ તરફ આવે છે તે પોતાના મનનો ભાવ પોતે તમારી પાસે કહે એવાસ્તે હું જાઉંછું.

(શીકંદરશાહ જાયછે.)

( તક્ષશીલ પ્રવેશ કરેછે. )

**ઐલવિલા**–પેલા જે ક્ષત્રિય કુલ–પ્રદીપ, ભારતભૂમિનો ગૌરવ સૂર્ય મહારાજ તક્ષશીલ! આપ અહિં શો વિચાર કરીને પધાર્યા છો? જાઓ, આપ વિજયી યવનરાજનાં જયઘોષણો કરો, આપના પ્રભુની પગ ચંપી કરો, અહિં વળી શામાટે વૃથા સમય નષ્ટ કરવા આવ્યાછો?

**તક્ષશીલ**–મને હવે વ્યથા આપશો નહિ. મારા ઉપર એટલાં બધાં નિર્દય થશો નહિ, મને જે આપ કરવાનું કહેશો તેજ હું કરીશ. હું આપનો આજ્ઞાનુવર્તી દાસ છું.

**ઐલવિલા**–મને જો સંતુષ્ટ કરવાની આપની ઇચ્છા હોય તો હું જેવી રીતે યવનરાજને ધિક્કારૂંછું તેવી રીતે આપ પણ તેને ધિક્કારો. યવન-લશ્કરની સામે હમણાં લડાઇ કરવા જાઓ, યવનના લોહીથી ભારતભૂમિ પ્લાવિત કરો, માતૃભૂમિનો ઉદ્ધાર કરો, જય મેળવો, લડાઈના મેદાનમાં પ્રાણ સુદ્ધાં અર્પણ કરો.

**તક્ષશીલ**–રાજકુમારિ! એટલું કર્યાથી શું આપનું હૃદય મેળવવા-ને સમર્થ થઈશ?

**ઐલવિલા**–હું એટલુંજ કહી શકુંછું કે તેથી મારી આગળ આપ ધિક્કારને પાત્ર થશો નહિ. જુઓ, પુરૂરાજ નથી, તોપણ તેનું લશ્કર ઉ-ત્સાહથી ઓછું થયું નથી, એટલુંજ નહિ પણ આપનું લશ્કર પણ યવનની સામે લડાઈ કરવાને ઉત્સુક થયું છે. આપ તેઓને લડાઈમાં લઈ જઇને તેઓને ઉત્સાહ આપો, પુરૂરાજની જગાપર અભિષિક્ત થાઓ, દેશનું મુખ ઉજ્જવલ કરો, ક્ષત્રિયકુલનું નામ રાખો. શા માટે બોલતા નથી? આપની પાસે ત્યારે શું મેં આટલી વાર સુધી વૃથા વાક્ય ખરચ કર્યા? જાઓ ત્યારે આપ દાસત્વ કરો, આપના પ્રભુની પગચંપી કરો, અહિં શા માટે મને કંટાળો આપવા આવ્યા છો?

**તક્ષશીલ**–આપ જાણો છો, આપ હમણાં મારા હાથમાં છો.

**ઐલવિલા**–હું જાણું છું કે આપે મારા શરીરને બંદીવાન કર્યું છે; પરંતુ મારા હૃદયને આપ કદીપણ બંદીવાન કરી શકશો નહિ. આપ મને હજારો ભય દેખાડો તોપણ હું ભય કરનાર નથી. મને શા માટે હેરાન કરો છો? ( ઐલવિલા જાય છે. )

**તક્ષશીલ**–રાજકુમારિ! મને ક્ષમા કરો, જશો નહિ, જશો નહિ.

( અંબાલિકા પ્રવેશ કરેછે. )

**અંબાલિકા**–કેમ મહારાજ ! આપ એ કપટિનીની આશામાં હજી-સુધી રહ્યા છો ? એને આપના મનમાંથી એકદમ દૂર કરો એને માટે આ-પણે ઘણી બળતરા વેઠવી પડી છે.

**તક્ષશીલ**--નહિ–હું એને મારા મનમાંથી કોઈ રીતે દૂર કરી શકતો નથી. જો બહેન ! તમારે માટે તો મારી આવી દશા થઇ. તમારી સલાહ પ્રમાણે ચાલ્યાથીજ એના ધિક્કારને પાત્ર થયો, હવે મારાથી સહન થઇ શકતું નથી. હું એના ધિક્કારને પાત્ર થઈને એક પળપણ રહી શકતો નથી. ચાલ જાઉં, હું એ સુંદરીના પગ નીચે જઈ પડું. હું તેને કહું કે હું શીકંદરશાહની સામે હથિઆર ધારણ કરવાને તૈયાર છું.

**અંબાલિકા**–( ક્રોધિત થઈને ) જાઓ મહારાજ ! હમણાંજ આપ લડા-ઈના મેદાનમાં જાઓ. હવે હું આપને નિવારણ કરીશ નહિ. જલદી જાઓ, પુરૂરાજ આપની વાટ જુવેછે.

**તક્ષશીલ**–(આશ્ચર્ય પામીને ) શું પુરૂરાજનું હજી સુધી મૃત્યુ થયું નથી ? ત્યારે શું ભુમાટો ઉડયો હતો તે ખોટો છે ? પુરૂરાજ પાછો યમપુ-રીમાંથી ફર્યો કે શું ? જોઉંછું તો મારી સર્વ આશા જતી રહી, હા નસીબ !

**અંબાલિકા**--જઇને જુઓ મહારાજ ! પુરૂરાજ બચ્યો છે. તે થોડો અચેતન અવસ્થામાં હતો તેથીજ ભુમાટો થયો હતો કે તેનું મરણ નીપજ્યું છે. તે હમણાં લશ્કર લઈને બળજોરીથી રાજકુમારી ઐલવિલાને આપની પાસેથી લઈ જશે. જાઓ મહારાજ ! હવે વખત લગાડશો નહિ, પુરૂરાજને મદદ કરવા સારૂ હમણાં જાઓ. પુરૂરાજના જેવો હિતૈષી બંધુ તો બીજો આપનો કોઈ નથી; હું જાઉંછું.

( અંબાલિકા જાયછે. )

**તક્ષશીલ**–( સ્વગત ) મારૂં નસીબ કેવું ખરાબ છે ! મેં ધાર્યું હતું કે પુરૂરાજ મરી ગયો, મારા માર્ગનો કાંટો નીકળી ગયો, પરંતુ વિધિએ મારા ઉપર નિર્દય થઇને પાછો તેને જીવતો કર્યો ! જોઉં–લડાઈના મેદાનમાં જઇને એકવાર જોઉં, આ વાત ખરીછે કે નહિ.

( તક્ષશીલ જાયછે. )

**ચતુર્થાંક સમાપ્ત.**

# अंक ५ मो.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ—પુરૂરાજની છાવણી.

( પુરૂ જખમી થઈને પલંગ ઉપર સુતેલો છે અને તેના કેટલાક માણસો ઉભેલા છે.)

**માણસો**-મહારાજ હાલ સાવચેત થતા જાય છે.

**પુરૂ**-સૈન્યગણ ! હું શું શીકંદરશાહનો બંદીવાન થયો છું ? મને ક્યાં લાવ્યા છો ?

**એક સિપાઈ**-મહારાજ ! શીકંદરશાહના સિપાઈઓ આપને બંદીવાન કરવાને માટે ઘણો યત્ન કરતા હતા, પરંતુ તેઓને અમે કહ્યું કે અમારામાંથી એક માણસ પણ જીવતો રહેશે ત્યાં સુધી મહારાજના શરીરને અડકવા દઈશું નહિ, એવું કહીને આપના દેહની રક્ષા કરતા કરતા અમે શત્રુની સાથે લડાઈ કરવા લાગ્યા. મહારાજ ! હમણાં આપ આપની છાવણીમાં છો શત્રુઓ ભાગી ગયા છે, પરંતુ આપણું ઘણુંખરૂં સઘળું લશ્કર નાશ પામ્યું છે. અમે અહિં કેટલાકજણા બાકી રહેલા છિયે.

**પુરૂ**-સૈન્યગણ ! તમે ક્ષત્રિયના જેવું કામ કર્યું છે. ઘરમાં રહીને વ્યાધિથી મરવું એ ક્ષત્રિયોનો અધર્મ છે. લડાઈના મેદાનમાં પ્રાણ ત્યાગ કરવો એજ ક્ષત્રિયોનો ધર્મ છે.-તમે લડાઇની વખતે શું રાજકુમારી ઐલવિલાને જોઈ હતી ?

**સૈન્યગણ**-નહિ મહારાજ !

**પુરૂ**-( સ્વગત ) તેણે મને કહ્યું હતું કે તક્ષશીલની સેનાને યવનની સામે ઉત્તેજિત કરીને છાવણીમાં પાછી આવીને હું તમને મળીશ. તેમ તો થયું નહિ. ત્યારે તેણે શું મને ઠગ્યો ? ત્યારે શું તે તક્ષશીલના પ્રતિ ખરેખર અનુરાગિણી છે ? ત્યારે શું તે તક્ષશીલને મળવામાટે છળ કરીને તેની છાવણીમાં રહી ?-નહિ એમ કદી બનનાર નથી, રાજકુમારી ઐલવિલાનું કદીપણ આવું નીચ અંતઃકરણ થનાર નથી. પરંતુ રમણીનું મન કંઇ કહી શકાતું નથી.

( એક જણ પત્ર લઈને પ્રવેશ કરે છે. )

**પત્ર લાવનાર**-રાણી ઐલવિલાએ આપને આ કાગળ આપ્યો છે.-

( પુરૂને પત્ર આપે છે. )

પુરૂ-( ઘણો આલ્હાદિત થઈ પત્ર લઈને સ્વગત ) રાજકુમારી ઐલવિલાએ પત્ર મોકલ્યો છે; આહ! હું જીવતો રહ્યો! પાછો હવે જીવમાં જીવ આવ્યો.

(પત્ર વાંચે છે.)

રાજાધિરાજ મહારાજ તક્ષશીલ,

પ્રબલ પ્રતાપી—

પ્રાણેશ્વર! તૃષિતા ચાતકીની પેઠે તમારી વાટ જોતી હું અહિં રહેલી છું, આપ લડાઈના મેદાનમાંથી પાછા હજી આવતા નથી તે જોઇને મારૂં મન ઘણું ઉદ્વિગ્ન થયું છે, દર્શન આપીને દાસીનો ઉદ્વેગ દૂર કરો.

આપની પ્રેમાકાંક્ષિણી.

**ઐલવિલા.**

"પ્રાણેશ્વર"!-"પ્રાણેશ્વર"!-આહ!-કેવું મધુર સંબોધન મારા શરીરનું દરદ હમણાં મને જણાતું નથી. હાલ હું પાછો નવ બલથી બલવાન્ થયો. આહ! પ્રેમની કેવી આશ્ચર્યકારક મૃતસંજીવની શક્તિ છે! ( પાછો પત્ર વાંચેછે. ) "ચાતકીની પેઠે તમારી વાટ જોતી હું અહિં રહેલી છું," એનો અર્થ શો?-અહિં આવવાનું કહ્યું હતું! મને ત્યાં બોલાવીને મળવાને કહ્યું તો નહોતું? ત્યારે આ માટે તે મારી વાટ જુએ છે, તે હું સમજતો નથી. મને લાગે છે કે કંઇ કારણથી તે અહિં આવી શકતી નથી, પરંતુ તેમ હોય તો કારણ શું? તેણે પત્રમાં લખ્યું નથી. આમાંનું તો હું કંઇ સમજતો નથી. ગમે તે હોય, તેના અદર્શનથી તેના સુધામય હસ્તાક્ષરજ હાલ મારૂં જીવન છે. આ રોગની પથારીમાં તેનો પત્ર એક માત્ર ઔષધ છે. પાછો એકવાર વાંચી જોઉં.

( સરનામું જુએછે.)

**"રાજાધિરાજ મહારાજ તક્ષશીલ પ્રબલપ્રતાપી-"**

( આશ્ચર્યથી ઉઠાને જોઇ ) આ વળી શું?-આ તો મારો પત્ર નહિ, આ પત્ર તો રાજા તક્ષશીલનો છે,-રાજકુમારી ઐલવિલાએ તે કાયર પુરૂષ નરાધમને આવો પત્ર લખ્યો? એ શું કદી સંભવે? -"પ્રાણેશ્વર"!-"પ્રાણેશ્વર"! તક્ષશીલ તારો પ્રાણેશ્વર? હું શું સ્વપ્નું જોઉંછું? નહિ મારા વાંચવામાં ભૂલ થઈ હશે જોઉં (પાછો વાંચેછે) નહિ મારી ભૂલ નથી, આ જો સ્પષ્ટાક્ષરથી તેનું નામ લખ્યું છે,-હાય! છેલ્લીવારે આ શું થયું? (હતાશ થઈને પથારીમાં પાછો પડે છે) થોડીવાર પહેલાં મારૂં મન ગગનને સ્પર્શ કરતું હતું, હમણાં કેવો ઉલટો ફેરફાર થયો! નિષ્ઠુર પ્રેમ! માનવ હૃદયની

સાથે તારી આવી રમત!—હવે તારા કપટથી હું છેતરાઈશ નહિ, હવે તારી માયામાં મુગ્ધ થઈશ નહિ. પૃથ્વીનું ધન, પૃથ્વીનું સુખ, પૃથ્વીની સંપદ્, પૃથ્વીનુ બીજું જેવું છે તેમ આજે પાર્થિવ પ્રેમને પણ જાણ્યો. (કાગળ લાવનારના હાથમાં કાગળ આપીને પ્રકાશ) આ લે,—રાજા તક્ષશીલનો કાગળ તું મારી પાસે કેમ લાવ્યો છે?

**પત્ર લાવનાર**—મને ક્ષમા કરો. હું રાણી ઐલવિલાની પ્રજા છું, હું હાલ મારા દેશમાંથી આવ્યો છું, અહિં હું કોઈને ઓળખતો નથી. રાણીએ કહ્યું હતું કે, રાજા તક્ષશીલ સમર-ક્ષેત્રમાં છે. લોકોથી ખબર કાઢતો રણક્ષેત્ર સુધી તો હું આવ્યો પરંતુ ત્યાં કોઈને ન જોયા. ત્યાર પછી આ સૈન્યગણને જોઇને મનમાં ધાર્યું કે, અહિંજ રાજા તક્ષશીલ છે. તેથીજ હું—

**પુરૂ**—હું આટલી વાત સાંભળવા ચહાતો નથી, મારો આ પત્ર નથી, જેનો પત્ર હોય તેને આપ.

(પત્ર લાવનાર જાયછે.)

**પુરૂ**—(સ્વગત) "પ્રાણેશ્વર!" "તૃષિતા ચાતકી"! "પ્રેમાકાંક્ષિણી"! (દિર્ઘ નિઃશ્વાસ નાંખીને) ઓ! હવે સહન થતું નથી. મેં જે સંદેહ કર્યો હતો, તેજ થયું! મેં શા માટે તે ભુજંગીને આટલા દહાડા સુધી મારા હૃદયમાં રાખી? હા! શા માટે હું જીવતો રહ્યો? રણક્ષેત્રમાં શા માટે મારો પ્રાણ ગયો નહિ? મારૂં સૈન્ય નાશ પામ્યું—જન્મભૂમિની સ્વાધીનતા હરાવી,—હું રાજસિંહાસન ઉપરથી પરિભ્રષ્ટ થયો, છેલ્લીવારે મારા પ્રેમનો ઝરો પણ કેવો શુષ્ક થઈ ગયો!—પરંતુ શા માટે હું સ્ત્રીની પેઠે વૃથા વિલાપ કરૂંછું! હૃદય! વીરપુરૂષના યોગ્ય ધૈર્ય પકડ, તે માયાવિની, કપટિની ભુજંગીને જન્મને માટે ભૂલી જા.

(નેપથ્યમાં યુદ્ધવાદ્ય અને યવનસૈન્યગણનો સિંહનાદ થાયછે.)

**પુરૂનું સૈન્ય**—સર્વે સાવચેત થાઓ! યવનસેના પાછી આવેછે.

**પુરૂ**—તમે ઘણા થોડા માણસો છો. શું અસંખ્ય યવનસૈન્યની સાથે યુદ્ધ કરી શકશો?

**સૈન્યગણ**—મહારાજ! જ્યાં સુધી અમારામાંથી એક પણ જીવતો રહેશે ત્યાં સુધી અમે કદી આપને બંદીથવા દઈશું નહિ. આવો આપણે સર્વે કિલ્લાની પેઠે ઘેરાઇને મહારાજની રક્ષા કરિયે.

(ઉઘાડી તરવાર હાથમાં પકડીને સૈન્યગણ પુરૂરાજને ઘેરીને સમરગાન ગાયછે.)

## ( લાવણી. )

ચિત્ત હજારોનાં બાંધ્યાં છે એક સૂત્રથી ખરેખરાં,
એક કાર્યમાં કર્યાંછ જીવન એમ હજારો તણાં પરાં.
પો'ચો હરકત હવે હજારો થાવ ચાહ્ય તો પ્રલય અરે,
તોપણ આપણ પ્રાણ હજારો નિર્ભય રે'શું, કોણ ડરે?
લાખો તરંગના આઘાતો તુફાનની ફૂરતી હવાના,
શૂરવીર રહીં સહનજ કરશું, અંત લગે જીવ જવાના.

( એફેષ્ટિયન અને યવનસેના પ્રવેશ કરેછે. )

**યવનસેના**–જય શીકંદરશાહનો જય!

**પુરૂના સૈન્યગણ**–જય ભારતનો જય! પુરૂરાજનો જય!

**એફેષ્ટિયન**–( યવનસેનાના પ્રતિ) સાવચેત! તમે એઓને કંઈ કહેશો નહિ, ( પુરૂરાજના પ્રતિ ) મહારાજ! વિજયી શીકંદરશાહે આપને તેના સામે લઈ જવાને માટે મને આજ્ઞા કરી છે. એટલામાટે આપ યુદ્ધસજ્જાનો પરિત્યાગ કરીને સહજથી આત્મ સમર્પણ કરો. આપના સૈન્યગણને યુદ્ધ કરતાં નિવારણ કરો. વૃથા શા માટે મનુષ્ય રક્તપાત કરાવો છો?

**પુરૂનું સૈન્ય**–(પુરૂના પ્રતિ) મહારાજ! આવી નિષ્ઠુર આજ્ઞા આપશો નહિ. જો આપશો તો અમારા મનમાં ઘણો કલેશ ઉત્પન્ન થશે. આશીર્વાદ કહો કે અમે રણક્ષેત્રમાં પ્રાણ આપીને સ્વર્ગ મેળવી શકિયે.

**પુરૂ**–( એફેષ્ટિયનના પ્રતિ ) જુઓ દૂતરાજ! હું તો જખમી થઈને ઘણો દુર્બલ થઈ પડયો છું. મારી તો યુદ્ધ કરવાની હવે શક્તિ નથી. હું જો હમણાં સૈન્યગણનું યુદ્ધ કરતાં નિવારણ કરૂં તો એઓના મનમાં ઘણું કષ્ટ આપવા જેવું થશે. જુઓ દૂતરાજ! રણક્ષેત્રમાં પ્રાણત્યાગ કરવો એ ક્ષત્રિયોનો એક માત્ર ધર્મ છે.

**એફેષ્ટિયન**–(યવનસેનાના પ્રતિ) પુરૂરાજને બળજોરીથી બંદીવાન કરી લઈ ચાલો.

**પુરૂનું સૈન્ય**–જ્યાંસુધી અમારામાંથી એકપણ બચશે ત્યાંસુધી મહારાજને બંદીવાન થવા દઈશું નહિ.

(બંને સૈન્યમાં યુદ્ધ થાયછે, એક પછી એક પુરૂરાજના સર્વે સૈન્યજન નીચે પડીને મરી જાયછે.)

**એફેષ્ટિયન**–સૈન્યગણ! હવે પુરૂરાજને છાવણીની બાહાર લઇ ચાલો.

( સેનાના કેટલાક સિપાઈયો પુરૂરાજના પલંગને ઉચકીને જાયછે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–રણક્ષેત્ર.

(પુરરાજ પલંગ ઉપર વિચારમાં પડયો છે અને યવનસેના વિશ્રામ લે છે.)

(તક્ષશીલ પ્રવેશ કરેછે.)

**તક્ષશીલ**–પુરરાજ મરી ગયો છે કે નહિ તે જોઉં તો ખરો. (પાસે જઈને સ્વગત) અહિં તો તે બચેલો જણાયછે. ત્યારે જોઉંછું તો ખુમારો ખોટો છે. (પ્રકાશ–એફેસ્ટિયન પ્રતિ) આપ શું એને બંદીવાન કરીને લઈ જાઓ છો કે શું? (પુરના પ્રતિ) ભાઈ! તમને કેટલું સમજાવીને કહ્યું હતું કે શીકંદરશાહની સાથે યુદ્ધ કરવાને જાઓ નહિ, તેતો તમે સાંભળ્યું નહિ. હવે તેનું ફળ ભોગવો. તે વેળાએ કેવા કુદકા મારતા હતા, હવે તે સર્વ કયાં ગયું?

**પુર**–(સ્વગત) હવે સહન થતું નથી. ક્રોધથી આખું શરીર બળી જાય છે. શરીરમાં થોડું બળ મળ્યું. નરાધમને સમુચિત સજા આપ્યા સિવાય રહી શકતો નથી.

(એકદમ પલંગ ઉપરથી ઉઠીને તરવાર મ્યાનમાંથી કાઢીને તક્ષશીલના ઉપર ઉગામેછે.)

(તરવારથી ઘા કરીને) આ લે!–આ તારા પાપનું ઉચિત પ્રાયશ્ચિત્ત, પરંતુ મારી તરવાર આજે કાયર પુરુષના લોહીથી કલંકિત થઈ.

**તક્ષશીલ**–ઓ! મરી ગયો!

(તક્ષશીલ જખમી થઈને પડેછે.)

**યવનસેના**–આ શું! આ શું! પકડો પકડો પકડો!

(સર્વે પુરરાજને પકડેછે અને શસ્ત્રરહિત કરેછે.)

**તક્ષશીલ**–(સ્વગત) હું તો મરી જાઉંછું, પરંતુ રાણી ઐલવિલાનો પ્રેમ એને સુખથી કદીપણ ઉપભોગ કરવા દેઇશ નહિ. એને તેના યોગ્ય બદલો આપું. (પ્રકાશ) મને જેમ તેં શસ્ત્રપાતથી માર્યો છે તેમ તું હૃદયની જ્વાલાથી દગ્ધ થઇને આખા આયુષ્ય સુધી મૃત્યુયંત્રણા ભોગવજે. તું શું મનમાં એમ ધારેછે કે ઐલવિલા તારા ઉપર પ્રેમ રાખેછે?–ઓ મરી ગયો! (તક્ષશીલનું મરણ નીપજે છે.)

**પુર**–(સ્વગત ધ્રુજતાં ધ્રુજતાં) હવે તેમાં કંઈ સંદેહ જણાતો નથી. નિશ્ચય પત્રમાં જે હતું તેજ ખરૂં ઠર્યું, હા! હવે ઊભો રહી શકતો નથી. શરીર અવસન્ન થઈ આવ્યું. (પાછો મૂર્છિત થઇને પડી જાય છે.)

**એફેષ્ટિયન**-પુરરાજ પાછો મૂર્છિત થઈ ગયો છે, આવો આપણે એને લઈ જઈયે. રાજા તક્ષશીલનું મૃત શરીર પણ છાવણીમાં લઇ ચાલો.

( પુરૂને અને તક્ષશીલના શરીરને લઈને સેના જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—તક્ષશીલની છાવણી.

( શીકંદરશાહ અને અંબાલિકા પ્રવેશ કરેછે. )

**શીકંદરશાહ**-રાજકુમારિ ! પરાજિત પુરૂરાજનો આપ હજી સુધી ભય કરોછો? આપે હવે કંઈ ચિંતા કરવી નહિ. મારી સેના તેને બંદીવાન કરવાને માટે ક્યારની ગઇ છે.

**અંબાલિકા**-રાજકુમાર! પુરૂરાજ પરાજિત થયો છે તેથીજ મને એટલો ભય થાયછે. શત્રુ પરાજિત થયાથી આપ તેને બંધુ સમજો છો અને તેના ઉપર મહેરબાની કરોછો.

**શીકંદરશાહ**-નહિ-પુરૂરાજ મારી પાસેથી હવે બીજી મહેરબાની-ની આશા રાખી શકશે નહિ. મેં પહેલાં તેની સાથે સંધિ કરવાને માટે કોશીશ કરી હતી, પરંતુ તેની એટલી બધી સ્પર્દ્ધા હતી કે મારૂં બંધુત્વ અગ્રાહ્ય કરીને મારી સામે હથિયાર ધર્યાં. હું હાલ પૃથ્વીના સઘળા માણસોના દૃષ્ટાંત સ્વરૂપ દેખાડવા ચાહુંછું કે જે શીકંદરશાહની સામે હથિયાર ધારણ કરેછે તેની છેવટે કેવી દુર્દશા થાયછે. અને વિશેષતઃ જ્યારે રાજકુમારિ ! આપ પુરૂરાજના પ્રતિ પ્રસન્ન નથી.

**અંબાલિકા**-રાજકુમાર! હું પુરૂરાજના ઉપર કોપાયમાન નથી; તેની દુર્દશા જોઈને ઉલટું મને દુઃખ થાયછે. તે અમારા દેશનો એક બળવાન રાજા હતો. હું કેવળ આ આશંકા કરૂંછું કે પુરૂરાજ જીવતો રહેતો મારો ભાઇ કદીપણ સુખી થઈ શકશે નહિ અને હું પણ સુખી થઈ શકીશ નહિ. પુરુરાજ જીવતો રહ્યાથી ઐલવિલા કદી પણ મારા ભાઈને હૃદય આપશે નહિ. તે ઐલવિલાના પ્રેમથી વંચિત થાય તો મને કહેશે કે તારે માટે મારી આવી દુર્દશા થઇ. મારા ઉપર તે વેળાએ તેનો એકીવારે ક્રોધ થઈ પડશે ! રાજકુમાર! આપ તો ગાંગેય દેશને જય કરવાને માટે જલદીથી જશો. આપ જ્યારે અહિંથી ચાલ્યા જશો ત્યારે મારી કોણ રક્ષા કરશે ? અને આપ જ્યારે આહિંથી જતા રહેશો ત્યારે હું કેવી રીતે જીવન ધારણ કરીશ ? હૃદય-જ્વાલામાં મને રાત્રદિવસ બળવું પડશે.

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપ ચિંતિત થશો નહિ. આપનું હૃદય જ્યારે મેં મેળવ્યું છે, ત્યારે હું બીજાું કંઈ ચહાતો નથી. ગંગાનદીના કિનારા ઉપરના પ્રદેશોનો જય કરીને આપની પાસે હાજર થઇશ. આટલાં રાજ્ય, આટલા દેશ જય કરૂંછું તે કેવળ આપણા ચરણમાં ઉપહાર આપવાને માટેજ.

**અંબાલિકા**–રાજકુમાર! મારે એવા રાજ્ય ઐશ્વર્યનું પ્રયોજન નથી. આપ મારી પાસે રહેશો તો મને સર્વ સંપદ્ મળી એવું હું જાણીશ. રાજકુમાર! આપની શું હજી સુધી જયસ્પૃહા તૃપ્ત થઈ નથી? ઘણી થઈ છે, હવે શાસારૂં યત્ન કરોછો? હવે બીજા કેટલા દેશ જય કરશો? હવે બીજી કેટલી લડાઇ કરશો? જુઓ, આપનું લસ્કર થાકી ગયું છે, અને આપનું અડધું લશ્કર નાશ પામ્યું છે. આહ! તેઓનું મોઢું જોયાથી મને દુઃખ થાયછે. રાજકુમાર! આપ તેના ઉપર જરા દયાવાન્ થાઓ. હવે તેઓ લડાઈ કરી શકતા નથી, આપ જોશો તો તેઓના મોઢા ઉપર અસંતોષનો ભાવ સ્પષ્ટ જણાશે.

**શીકંદરશાહ**–રાજકુમારિ! તેને માટે આપ ચિંતિત થશો નહિ. હું તેઓમાં જઇને દર્શન આપ્યાથી તેઓનાં મન પાછાં નવોત્સાહમાં, નવોદ્યમમાં પૂર્ણ કરીશ. તે વેળાએ તેઓ પોતે લડાઇમાં જવાને માટે લાલચોળ થશે. ગમે તેમ હો, આપે નિશ્ચય સમજવું કે તક્ષશીલની વાસના પૂર્ણ થાય તેને માટે હું યથાસાધ્ય યત્ન કરીશ. પુરૂરાજ કદી પણ ઐલવિલાને મેળવી શકશે નહિ.

**અંબાલિકા**–પેલી રાણી ઐલવિલા અહિં આવેછે.

( ઐલવિલા પ્રવેશ કરેછે. )

**શીકંદરશાહ**–(ઐલવિલાના પ્રતિ) રાજકુમારિ! દૈવ આપના પ્રતિ સુપ્રસન્ન થયોછે, પુરૂરાજ જીવતો રહ્યો છે.

**ઐલવિલા**–( આહ્લાદિત થઈને ) શું બોલ્યા? પુરૂરાજ જીવતો રહ્યો છે? ખરૂં કહોછો?–મને વંચના કરતા નથી? કહો, એકવાર ફરી કહો.

**શીકંદરશાહ**–રાજકુમારિ! હું ખરેખરૂં કહુંછું, તે જીવેછે.

**ઐલવિલા**–આપ મારા શત્રુ છો, તથાપિ આપે જે શુભ ખબર આપી તેને માટે આપને હું મનની સાથે આશીર્વાદ આપુંછું. (સ્વગત) પરંતુ હજી પણ કંઈ કળાય નહિ, કદાચ પછી સાંભળવું પડશે કે તેણે રણસ્થળમાં પ્રાણ છોડ્યો. જો જીવતા હોય તો જરૂર મારો ઉદ્ધાર કરવાને માટે તેઓ

આહિં આવશે; પરંતુ તેઓ એકલા અસંખ્ય સેનાની અંદરથી મને કેવી રીતે લઈ જશે? ગમે તેમ હો તેઓ જ્યારે જીવતા છે, ત્યારે સ્વાધીનતાસૂર્ય કદી પણ એકીવારે અસ્તગામી થશે નહિ. આહા! તેઓની તે તેજોમય મૂર્તિ પાછી ક્યારે હું જોઇ શકીશ? હમણાં જો હું તેઓની પાસે જઇ શકું તો હું કેવી સુખી થાઉં તે હું શબ્દવડે કહી શકતી નથી; પરંતુ તે વૃથા આશા છે,—હું હાલ તક્ષશીલની બંદી છું.

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપનું મોઢું પાછું કેમ મ્લાન થયું? આપને શું મારી વાત ઉપર વિશ્વાસ આવતો નથી? સૈન્યગણને મેં વિશેષ કરીને હુકમ આપ્યો છે કે, કોઈ તેનો પ્રાણ ન લે. આપ જલદીથી તેને અહિં જોઈ શકશો.

**એલવિલા**–શત્રુ થઈને આપે આવો હુકમ કર્યો? શીકંદરશાહનું અંતઃકરણ શું એટલું દયાળુ છે?

**શીકંદરશાહ**–તેણે મારી સાથે એવો વ્યવહાર કર્યો છે. બીજો હોત તો તેના અહંકારની યોગ્ય સજા કરત; પરંતુ મેં તેને કંઈ પણ કર્યું નહિ. રાજા તક્ષશીલના હાથમાં હું તેને સોંપીશ, તેની જેવી ઇચ્છા હશે તે કરશે. પુરૂરાજનું જીવનમૃત્યુ રાજા તક્ષશીલના ઉપર આધાર રાખેછે. રાજા તક્ષશીલને પ્રસન્ન કરીને પુરૂરાજના પ્રાણની રક્ષા કરો.

**એલવિલા**–શું બોલ્યા? રાજા તક્ષશીલના ઉપર તેઓનું જીવનમૃત્યુ આધાર રાખેછે? તે કાયર પુરૂષ વિશ્વાસઘાતક, સ્વદેશદ્રોહી નરાધમના હાથથી તેઓ જીવન મેળવશે? તેઓને આવા જીવનનું કામ નથી. ઉલટું હું તેઓનું મૃત્યુ હજારોવાર સહન કરીશ,–તોપણ આવા નીચ જઘન્ય મૂલ્યથી તેઓનું જીવન વેચાતું લેવાને માટે હું કદી પણ કબુલ થઈશ નહિ. તેઓની સાથે આ જન્મારામાં દર્શન ન થાય તો પરલોકમાં જઈને મળીશ. આપે શું ત્યારે તેઓને દગ્ધ કરીને મારવાને માટે આટલો વખત જીવતા રાખ્યા છે? લોકો શીકંદરશાહને દયા મહત્ત્વની મૂર્તિ જાણે, શું આપની આવી દયા? આવું મહત્ત્વ?–ધિક્!—

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપ જો પુરૂરાજને ચહાતાં હો તો તેના મરણની ઈચ્છા કરશો નહિ. હું આપને હમણાંથી કહી રાખુંછું કે એમાં મારો મુદ્દલે હાથ નથી. રાજા તક્ષશીલના ઉપર સર્વ આધાર રાખેછે. જો પુરૂરાજનો પ્રાણ જાય તો તે આપના દોષથી જશે. મને તે વેળાએ આપ દોષ લગાડશો નહિ. પેલા પુરૂરાજને અહિં લાવેછે.

( પુરૂરાજને લઈને એફેસ્ટિયન અને સેના પ્રવેશ કરેછે.)

**શીકંદરશાહ**–ક્ષત્રિયવીર! તમારા અહંકારનું ફળ હવે ભોગવો. કેમ તમે જય મેળવવાની આશાથી વૃથા મારી સાથે લડાઈ કરવા આવ્યા હતા તે કહો જોઇયે?

**પુરૂ**–શિયાળની પેઠે અલક્ષિત ભાવથી આક્રમણ કરીને જય મેળવે, તેવો જય મેળવવામાં કોઇ વીરપુરૂષ કદીપણ ઉલ્લસિત થતા નથી.

**શીકંદરશાહ**–પુરૂ! તમે હજી સુધી નત થયા નહિ? તમારામાં ઘણી સ્પર્દ્ધા જોઉંછું– એની યોગ્ય સજા આપ્યા શિવાય હું તમને કદીપણ છોડીશ નહિ. રાજા તક્ષશીલને જુઓ, તે કેવો મારા શરણાપન્ન થયો છે! તમે જો તેના દૃષ્ટાંતના અનુગામી થાત તો તમારા પક્ષે મંગળ હતું. જોઇ લ્યો હું મહારાજ તક્ષશીલને આખા ભારતવર્ષનો અધીશ્વર કરીને જઈશ.

**પુરૂ**–શું?–તક્ષશીલ?–

**શીકંદરશાહ**–હા, મેં તેઓનીજ વાત કહી.

**પુરૂ**–હું જાણુંછું કે તેણે તમારો ઘણો ઉપકાર કર્યો છે. તેણે વિશ્વાસઘાતક થઈને, અમને છોડીને, તમારો પક્ષ અવલંબન કર્યો છે. તેણે પોતાનું યશોમાન પૌરૂષ સર્વે તમને વેચ્યું છે; એટલુંજ નહિ પણ તેણે પોતાની બ્હેનને પણ તમને સમર્પણ કરી છે, એવા ઉપકારી બંધુનો પ્રત્યુપકાર કરવાને માટે તમે સર્વદા યત્નવાન્ થશો તેમાં બીજો સંદેહ શો હોય? પરંતુ શીકંદરશાહ! તે વિશે હવે શા માટે વૃથા ચિંતા કરો છો? જાઓ જોઈ આવો, તમારા પરમ બંધુનું મૃત શરીર હમણાં મારી છાવણીમાં રોળાય છે.

**શીકંદરશાહ**–(આશ્ચર્ય પામીને) શું રાજા તક્ષશીલનું મૃત્યુ થયું છે?

**અંબાલિકા**-શું? મારો ભાઇ? હાય! મારૂં હવે શું થશે? (રડેછે).

**એફેસ્ટિયન**–હા મહારાજ! રાજા તક્ષશીલનું ખરેખર મૃત્યુ થયું છે. અમે મહારાજની આજ્ઞાનુસારે પુરૂરાજને બંદી કરવા ગયા હતા. પ્રથમની લડાઈમાં પુરૂરાજનું સર્વ લશ્કર નાશ પામ્યું હતું. તેમાંથી કેટલાક સિપાઈઓ બચ્યા હતા, તેઓએ પહેલાં કોઈ રીતે આને બંદી કરવા અમને દીધા નહિ, તેઓ કેટલાકો કિલ્લાનીપેઠે આની ચોતર્ફ ઘેરાઇને અમારી સાથે લડાઈ કરવા લાગ્યા. મહારાજ! તેઓનું કેવું વીરત્વ! મેં એવું કદી પણ વીરત્વ જોયું નહોતું. આપને શું કહું તેઓમાંથી એકપણ જીવતો હતો ત્યાંસુધી અમને પુરૂરાજના શરીરને અડકવા દીધા નહિ.

**શીકંદરશાહ**-ધન્ય પુરૂરાજની સેનાને છે! એવું સૈન્ય મળ્યાથી હું આખી પૃથ્વી ઉપર વગર હરકતે જય મેળવી શકું. ત્યાર પછી?

**એફેસ્ટિયન**-ત્યારપછી મહારાજ! એકના પછી એક સર્વ સિપાઈયોને મારી નાંખ્યા; નિશાન લેનાર પણ માર્યો ગયો ત્યારે અમે એને બંદીવાન કરવાને સમર્થ થયા. ત્યારપછી એને અમે લઈ આવતા હતા, એવી વેળાએ રાજા તક્ષશીલે આવીને એની થોડી મશ્કરી કરી, તેથી પુરૂરાજે ક્રોધાયમાન થઇને એકદમ પલંગ્યારથી ઊઠી ઊભા થઇને તક્ષશીલને તરવારનો આઘાત કરીને તેનો વધ કર્યો.

**અંબાલિકા**-( શીકંદરશાહના પ્રતિ ) રાજકુમાર! મારા નશીબમાં શું આવું હતું? છેલ્લીવારે શું મારે રડવું પડ્યું? આખું વજ્ર શું છેલ્લી ઘડીએ મારાજ માથા ઉપર પડ્યું? આપના આશ્રયથી મારા ભાઈની છેલ્લે શું આ ગતિ થઈ? મારા ભાઈનો વધ કરીને આ પાખંડ મારી સામે-આપની સામે નિઃશંકચિત્તથી સ્પર્દ્ધા કરે-તે સાંભળીને પણ આપ સહન કરોછો? હાય

**શીકંદરશાહ**-રાજકુમારિ! આપ હવે રડશો નહિ. જે થનાર છે તેને કોઈપણ રોકી શકનાર નથી. હું પુરૂરાજને એને માટે યોગ્ય સજા આપીશ.

**ઐલવિલા**-કાયર પુરૂષનું મૃત્યુ આવીજ રીતે બનેછે. પુરૂરાજે તો પહેલાં કંઇપણ એને કહ્યું નહોતું, એની મશ્કરી કર્યાથીજ એઓએ ક્રોધાયમાન થઈને તેનો પ્રાણ લીધો; પુરૂરાજનો એમાં કંઈ પણ દોષ નથી.

**પુરૂ**-( ઐલવિલાને લક્ષ કરીને સ્વગત ) ઓ!-માયાવિનીની કેવી ચાતુરી! હાલ તક્ષશીલ મરી ગયો-હવે વળી દેખાડવાની કોશેશ કરેછે કે હું તક્ષશીલને ચાહતી નહોતી, તમને ચાહુંછું. કેવી શઠતા! ( પ્રકાશ શીકંદરશાહના પ્રતિ) તક્ષશીલનો વધ કરીને મેં સર્વને એવી શિખામણ આપી છે કે, દુર્બલ અવસ્થામાં પણ શત્રુઓ મારો ભય કરે. સાંભળો શીકંદરશાહ! હું હાલ હથિયાર વગરનો છું, અસહાય છું તથાપિ મારી ઉપેક્ષા કરશો નહિ. હજીપણ મારી ઈશારતથી શેંકડો ક્ષત્રિય યોદ્ધા તમારા વિરુદ્ધમાં ઊભા થઇ શકે. મારો વધ કરવોજ તમારૂં શ્રેય છે. તેથી તમે નિઃશંકચિત્તથી અને નિર્વિવાદથી આખી પૃથ્વીનો જય કરવાને સમર્થ થશો. તમારી પાસે મારી બીજી કંઈ પ્રાર્થના નથી, કેવળ એટલુંજ જાણવાની ઈચ્છા છે કે તમે જય મેળવીને જયનો વ્યવહાર જાણો કે નહિ?

**શીકંદરશાહ**-શું? પુરૂ! તમારો ગર્વ હજીસુધી ચૂર્ણ થયો નથી!

હજીપણ તમે નત થયા નહિ? હજીપણ તમે મને ભય દેખાડવાની હિંમત કરો છો? હવે મૃત્યુદંડ સિવાય તમે મારી પાસેથી બીજી શી આશા રાખી શકો?

**પુરૂ**–તમારી પાસેથી બીજી કંઈપણ આશા રાખતો નથી.

**શીકંદરશાહ**–તમારી હવે છેવટની દશા આવી છે, હવે તમારા મનની ઈચ્છા પ્રકાશ કરો;–કેવી રીતે તમારે મૃત્યુ જોઇયે છિયે?-અંતિમકાલે તમારી સાથે કેવો વ્યવહાર કરવો જોઈયે તે કહો.

**પુરૂ**–ક્ષત્રિયો જેવી રીતે મરવાની ઇચ્છા કરેછે તેવું મૃત્યુ અને રાજાના પ્રતિ જેવો વ્યવહાર કરવો જોઈયે તેવો વ્યવહાર.

**શીકંદરશાહ**–(થોડો વિચાર કરીને) ઠીક છે તમારા પ્રતિ હું રાજાના પ્રમાણે વ્યવહાર કરીશ. (એફેષ્ટિયના પ્રતિ) એફેષ્ટિયન એની તરવાર એને પાછી આપો.

**એફેષ્ટિયન**–જેવી મહારાજની આજ્ઞા.

(તરવાર પાછી આપેછે).

**અંબાલિકા**–(દોડતી આવી વ્યાકુલભાવથી) આ શું કરો છો? મહારાજ! એના હાથમાં તરવાર આપશો નહિ,–આપશો નહિ,–હમણાં આપનો વધ કરશે.

**શીકંદરશાહ**–રાજકુમારિ! આપ અધીરાં થશો નહિ. શત્રુના હાથમાં તરવાર આપવામાં શીકંદરશાહ ભય કરતો નથી. તરવાર મારી રમવાની વસ્તુ છે.

**પુરૂ**–રાજકુમારિ! આપે ચિંતા કરવી નહિ. હું દસ્યુ નથી. હું કારણ સિવાય, ઉત્તેજના સિવાય, કોઇનો વધ કરતો નથી. વિશેષતઃ જે માણસ વિશ્વસ્ત ચિત્તથી મારા હાથમાં તરવાર અર્પણ કરેછે, તે જ્યાં સુધી યુદ્ધમાં ન બોલાવે ત્યાં સુધી વિશ્વાસઘાતકની પેઠે, કાયર પુરૂષની પેઠે હું તેના પ્રતિ કદી આક્રમણ કરતો નથી.

**ઐલવિલા**–(સ્વગત) શીકંદરશાહનો શો અભિપ્રાય છે, તે હું સમજતી નથી. એ વળી પુરૂરાજને શું દ્વન્દ્વયુદ્ધમાં બોલાવેછે? પુરૂરાજ આવા દુર્બલ શરીરે કેવી રીતે યુદ્ધ કરશે? નિશ્ચય જોઉંછું કે, યુદ્ધમાં હત થશે. ગમે તેમ થાઓ, બંદીવાન થઇને જલ્લાદના હાથથી મરવાના કરતાં લડાઇમાં મરવું ઉત્તમ છે.

**પુરૂ**–શીકંદરશાહ ! હવે કેટલો વિલંબ છે ? હું મૃત્યુદંડની પ્રતિક્ષણે વાટ જોઉંછું.

**શીકંદરશાહ**–પુરૂરાજ ! તમારા પ્રતિ જે દંડાજ્ઞા આપુંછું, તે સાંભળો,—તમે સ્વદેશની સ્વાધીનતારક્ષાને માટે પ્રાણપણે યત્ન કર્યો છે,–છેલ્લી ઘડી સુધી બરાબર સમાન રૂપથી તમે તેજસ્વિતા અને વીરપણું દેખાડ્યું છે–ઘણો ભય દેખાડવા છતાં તમે મારી આગળ નત થયા નથી. એથી હું ઘણો આશ્ચર્ય પામ્યો છું, અને વાસ્તવિક હું મનમાં ને મનમાં તમારા ઉપર સંતુષ્ટ થયોછું. હું સ્વીકાર કરૂંછું કે મેં તમારા ઉપર જય મેળવ્યો છે, તે વાસ્તવિક જય નથી. તમારૂં રાજ્ય તમે પાછું લ્યો, હું તે ચાહતો નથી. લોહશૃંખલાથી તમે હવે મુક્ત થયા,–હવે રાજકુમારી ઐલવિલાની સાથે પ્રેમશૃંખલામાં બંધાઇને બંને જણાં સુખથી રાજ્ય ભોગવો, એજ મેં તમને કઠિન દંડ આપ્યો. (અંબાલિકાના પ્રતિ) રાજકુમારિ ! મારા આવા વ્યવહારથી આપ આશ્ચર્ય પામશો નહિ. શીકંદરશાહ આવીજ રીતે બદલો લે છે. આપ પણ ઊંચા વંશમાં જન્મ્યાં છો, આપ આગળ પાછળની વાત ભૂલી જઈને, ઉદારભાવથી પુરૂરાજના સઘળા દોષની ક્ષમા કરો.

**ઐલવિલા**–( અંબાલિકા પ્રતિ ) રાજકુમારિ ! હું પણ આપની પાસે હમણાં ખરા અંતઃકરણથી સ્વીકાર કરૂંછું કે જે વીરપુરૂષને આપે હૃદય આપ્યુંછે, તેનું અંતઃકરણ વાસ્તવિક મહત્ અને ઉદાર છે ખરૂં.

**પુરૂ**–( શીકંદરશાહના પ્રતિ ) મહારાજ ! આપના ગુણથી હું વશીભૂત થયો ! જેમ આપે સ્વીકાર્યું છે કે મેં જે જય મેળવ્યો છે. તે વાસ્તવિક જય નથી, તેમ હું પણ આપની પાસે ખરા અંતઃકરણથી સ્વીકારૂં છું કે આપનું અસાધારણ મહત્ત્વ અને ઉદારતા જોઇને હું ઘણો આશ્ચર્ય પામ્યો છું. આજથી આપે મને આપના હિતૈષી બંધુઓમાં ગણવો.

**શીકંદરશાહ**–(અંબાલિકાના પ્રતિ) રાજકુમારિ ! આપનું મુખ હજી પણ મ્લાન જોઉંછું ? પુરૂરાજના પ્રતિ મેં જે વ્યવહાર કર્યો તે શું આપને ઠીક લાગ્યો નહિ ?

**અંબાલિકા**–રાજકુમાર ! હું વળી શું કહું ? મારા ભાઇના શોકથી મારૂં હૃદય અભિભૂત થઇ રહ્યું છે. જે ઉદારતા આપે દેખાડી છે તે આપને યુક્ત છે.

( અંબાલિકા જાયછે. )

**શીકંદરશાહ**–( પુરૂ અને ઐલવિલાના પ્રતિ ) ઘણાક દિવસના વિચ્છેદના

પછી આપનું પાછું એકત્ર મળવું થયું છે. હવે બંને જણાં નિર્જનમાં વાતચીત કરો, હું જાઉંછું. (શીકંદરશાહ અને બીજા સર્વે જાયછે.)

**એલવિલા**–(પુરૂની પાસે આવીને) પુરૂરાજ! આજે મને ઘણો આનંદ થાયછે. ઘણા દિવસ પછી મારૂં હૃદય પૂર્ણ થયું. જેટલા દિવસ આપને જોઈ શકી નહોતી તેટલા દિવસ આખા જગતને અંધકારમાં જોતી હતી. આજે જ્યાં નજર ફેંકુંછું ત્યાં સર્વે મધુમય જણાયછે; ચંદ્ર મધુ વર્ષણ કરેછે,–વાયુ મધુ વહન કરેછે,–શત્રુના મોઢામાંથી પણ મધુર વાક્ય સાંભળુંછું. મારા કરતાં હમણાં બીજો કોઈ સુખી નથી; પરંતુ પુરૂરાજ! આપનું મુખ શામાટે મ્લાન જોઉંછું? શું થાય છે તે મને કહો? શેનો વિચાર કરો છો? શા માટે ચૂપ થઈ રહેલા છો? કેમ પુરૂરાજ! કેમ તમને આવા જોઉંછું?

**પુરૂ**–કપટિનીના વાક્યથી હવે હું મુગ્ધ થનાર નથી.

(જવાને નીકળે છે.)

**એલવિલા**–આ શું પુરૂરાજ? ક્યાં જાઓ છો?

(પછવાડે પછવાડે જાય છે અને પુરૂનો હાથ પકડેછે.)

**પુરૂ**–(એલવિલાનો હાથ છોડાવીને) માયાવિનિ! મને સ્પર્શ કરીશ નહિ.

(પુરૂ જાય છે.)

**એલવિલા**–"માયાવિનિ! મને સ્પર્શ કરીશ નહિ"! આ દારૂણ વાક્ય પુરૂરાજને મોઢેથી મારે સાંભળવાં પડ્યાં! આનો અર્થ શો હશે? હું તો કંઈ સમજી શકતી નથી, આવાં વાક્ય મને કેમ કહ્યાં હશે? મેં એઓનો શો અપરાધ કર્યો છે? મેં જેને હૃદય મન પ્રાણ સર્વે સમર્પણ કર્યાં છે,–જેના સુખથી મારૂં સુખ છે,–જેના દુઃખથી મારૂં દુઃખ છે,–હું જાણી જોઈને તેનો કંઈ અપરાધ કરીશ? એ શું કદી સંભવેછે? નહિ–મેં તેમનો કંઈ અપરાધ કર્યો નથી. મેં ત્યારે તેમને કહ્યું હતું કે તક્ષશીલના સૈન્યગણને ઉત્તેજિત કરી હું પાછી મળીશ, એ હું કરી શકી નહિ તેથી શું મારી ઉપર ખફા થયા હશે? વેરાગણને હાથે તેમને જે પત્ર મોકલ્યો હતો તે શું તેમને મળ્યો નહિ હોય? મને તક્ષશીલે બંદીવાન કરી હતી તે શું જાણતા નહિ હોય? પહેલાં જેવી રીતે મને આનંદ થયો હતો, હમણાં વળી તેવોજ વિષાદ થયો છે. જાઉં–પાછી એકવાર કોશેશ કરીને જોઉં. (રડેછે.) પુરૂરાજના ચરણ પકડીને એકવાર પૂછીશ, તેણે કિયા અપરાધથી મને અપરાધિની કરી છે. (એલવિલા જાય છે.)

( અંબાલિકા પ્રવેશ કરેછે. )

**અંબાલિકા**–( સ્વગત ) પુરૂરાજને મેં વિષતુલ્ય પત્ર મોકલ્યો હતો, તેનું કામ હમણાં થતું જોઉછું. મેં પડદામાંથી ઐલવિલા અને પુરૂરાજની સર્વ વાતચીત સાંભળી છે. પુરૂરાજનું મન એના પ્રતિ એકીવારે બદલાઇ ગયું છે. મારા દ્વારા આ વિષાનલ પ્રજ્વલિત થયો છે. આહ ! બંને પ્રેમિકના અંતરમાં જે પ્રેમની ગાંઠ હતી, તે મારા કઠોર હાથથી છિન્ન થઈ. તેઓની હમેશાંની સુખ-શાંતિ મેં ચોરી લીધી, મારા જેવી પાપણી પિશાચિની જગતમાં બીજી કોણ હોય ? જે ભાઈને માટે મેં આ સર્વ પાપાચરણ કર્યું, તે ભાઇ પણ નિર્દય થઈને મારી પાસેથી ચાલ્યો ગયો. તો બીજા કોને માટે આ દુઃસહ પાપભાર વહન કરૂં ? હવે પાપ સહેવાતું નથી.

( શીકંદરશાહ પ્રવેશ કરેછે. )

**શીકંદરશાહ**–રાજકુમારિ ! મને વિદાય કરો, મારૂં સર્વ લશ્કર સજ્જિત થઈને મારી વાટ જુવેછે. ગંગાનદીના કિનારા ઉપરના પ્રદેશો જય કરવાને માટે મારે હમણાં જવું જોઈયે. લડાઈમાંથી જો પાછો આવીશ તો કદાચ પાછું મળવું થશે, આપ ત્યાંસુધી અહિં સુખથી રાજત્વ કરો, એજ મારા મનની એક માત્ર વાસના છે.

**અંબાલિકા**–રાજકુમાર ! આ હતભાગિયણને મૂકીને આપ ક્યાં જશો ? મારૂં હવે કોઈ બીજું નથી, હું રાજ્ય ચાહતી નથી, ઐશ્વર્ય ચાહતી નથી, હું આપનેજ ચાહુંછું. આપ જ્યાં જશો ત્યાં હું પણ આવીશ. જ્યારે આપે પહેલાં મને પોતાની સાથે લઈ જવાનું કહ્યું હતું ત્યારે હું સંમત થઇ નહોતી, કેમકે મારા ભાઇની સંમતિ સિવાય હું તે વેળાએ કહી શકી નહિ. હમણાં જ્યારે મારો ભાઈ નથી, ત્યારે મારો હવે કોઇ નથી. ( રડેછે ) હવે આપજ મારા ભાઈ, બંધુ, સ્વામી, સર્વસ્વ છો.

**શીકંદરશાહ**–રાજકુમારિ ! આપના જેવાં કોમળ પુષ્પ શું રસ્તાનો ક્લેશ, યુદ્ધક્ષેત્રનો ક્લેશ, સહન કરી શકે ?

**અંબાલિકા**–રાજકુમાર ! આપની સાથે હું સર્વ ક્લેશ, સર્વ વિપદ્ સહન કરી શકીશ. જંગલમાં જાઓ–મરુભૂમિમાં જાઓ–સમુદ્રમાં જાઓ–પર્વતમાં જાઓ–યુદ્ધક્ષેત્રમાં જાઓ, આપની સાથે હું કોઈ જગાએ જવાને ભય કરતી નથી.

( નેપથ્યમાં–એકવાર વાદ્યઘોષ અને સેનાની ગડબડ થાયછે. )

**શીકંદરશાહ**–રાજકુમારિ ! આ સાંભળો, સૈન્યગણ તૈયાર થયા છે.

હું હવે વિલંબ કરી શકતો નથી, ઘોરતર સંગ્રામમાં આપને કેવી રીતે લઈ જાઉં? આપ ધૈર્યાવલંબન કરો.

**અંબાલિકા**-(શીકંદરશાહને પગે પડીને હાથ જોડીને રડતી રડતી) રાજકુમાર! આ દાસીનો ત્યાગ કરશો નહિ. હાલ આપજ મારા ભગ્ન હૃદયનું એક માત્ર અવલંબન છો-આપજ હાલ મારી આશા, ભરૂસો, છો. મને છોડી ગયાથી હું એક પળ પણ જીવન ધારણ કરી શકીશ નહિ.

**શીકંદરશાહ**-આ શું રાજકુમારિ! ઉઠો,-રડશો નહિ. (સ્વગત) હું આવો પાષાણહૃદયનો છું તે છતાં આ રડવું સાંભળીને મારૂં પણ હૃદય પીગળે છે. જવા દો-હવે અહિં રહેવું ન જોઈયે, હજી ઘણા દેશ જય કરવાના બાકી છે.

(એક સેનાપતિ પ્રવેશ કરેછે.)

**સેનાપતિ**-મહારાજ! સૈન્યગણ સર્વ તૈયાર છે, આપને માટે અમે વાટ જોઇયે છિયે, જવાનું શુભ લગ્ન જાય છે.

(સેનાપતિ જાયછે.)

**શીકંદરશાહ**-રાજકુમારિ! હું વિદાય થાઉંછું.

(શીકંદરશાહ જાયછે.)

**અંબાલિકા**-(ઊભી થઈને સતૃષ્ણ લોચનથી એક નજરે તેના જવાના માર્ગ ઉપર લક્ષ કરીને) ખરેખર મને છોડીને જતા રહ્યા! મને સાથે લઈ ગયા નહિ? એકવાર આવીને મને દર્શન આપો,- આ છેવટનું વિદાય, હવે હું આપને પકડી રાખીશ નહિ. દાસીની વાત રાખી નહિ! ચાલ્યા-ગયા! (શીકંદરશાહ નજરથી બહિર્ભૂત થયાથી નિરાશ થઈને) હા-નિષ્ઠુર!-નિષ્ઠુર!-નિષ્ઠુર-પુરૂષ જાતિ-

(થાકીને નીચે પડેછે.)

(થોડીવાર પછી) શીકંદરશાહ! તમે કેવા નિષ્ઠુર! મેં છેવટની વિદાય લેવા માટે તમને ઘણા બોલાવ્યા; તમે શા માટે પાછું એકવાર ફરીને જોયું નહિ? (થોડો કાળ સ્તંભિત ભાવે રહીને પછી લમણે હાથ મૂકીને ગાયછે.)

(ગરબી.)

(આસો માસો શરદ પુનમની રાતજો—એ ઢાળ.)

પ્હેલેથી કરિ યત્નો રાજકુમારરે!
કાં મનડું મુરખું મુજ લોભાવ્યું તમે?
પ્રેમ ફાંસિ દઈ કંઠ વિશે સુકુમારરે.
બાંધ્યું જીવન, છાંડો કાં પછિ આ સમે?

ભલું થયું જે જાણ્યું એ દિન માંહિરે,
નેન ઉઘડિયાં મ્હારાં આજ સવેળ રે,
ફળ રૂડું દીધું પ્હેલાં કર સાહિરે,
રહ્યું સ્મરણ નવ ભૂલું હવાં છળ ખેલરે.

શીકંદરશાહ ! તમારે માટે મેં દેશનું બલિદાન આપ્યું, બંધુ બાંધવનો ત્યાગ કર્યો, છેલ્લીવારે તમે મને અહિં છોડીને જતા રહ્યા ? મારો ભાઈ ગયો, બંધુ ગયો, માન ગયું, આબરૂ ગઈ, હવે હું શૂન્ય સિંહાસન લઇને શું કરૂં ? દેશવિદેશમાં મારૂં કલંક પસરી ગયુંછે, હવે હું કેવી રીતે ક્ષત્રિયોની પાસે, મારી પ્રજાની પાસે મોઢું દેખાડું ? હા ! પ્રેમજ રમણીનું જીવન છે. મારો જ્યારે પ્રેમ ગયો છે, ત્યારે મારૂં સર્વ ગયું છે. હવે હું કંઈ ચહાતી નથી, હવે હું સંન્યાસિની થઇને દેશ વિદેશમાં ફરીને કાળ ગાળીશ, પ્રેમ જન્મને માટે ભૂલી જઇશ.

( સીતાના મહિનાની ચાલ. )

હવે જીવન જ્યાંલગિ મુજ ધરૂં આ દેહમાં,
ત્યાં લગી કો શું કરું નવ પ્રેમ, પડું નવ છેહમાં,
પ્રેમ કીધે થયું આવું આજ, આજ ફળ પ્રેમનું,
ભૂલી પ્રેમ મનને દઉં શીખ મ કર કો શું સ્નેહ તું.

જેવી રીતે મેં બે પ્રેમિકના સુકોમળ પ્રેમબંધનને છિન્ન કર્યું છે, તેમ વિધાતાએ મારા હૃદયનું પ્રેમકુસમ સુકાવીને પાપનો ઉચિત બદલો મને આપ્યો. વિધાતઃ ! આટલાથી પણ શું તમે સંતુષ્ટ થયા નથી ? હવે શા વાસ્તે મારા હૃદયને નરકજ્વાલામાં બાળો છો ? કહો કેવી રીતે હું પાપનું પ્રાયશ્ચિત્ત કરૂં ?–આહ ! હવે સહેવાતું નથી. ચાલ જાઉં જ્યાં પુરૂરાજ હોય ત્યાં જઈને સઘળી વાત પ્રકાશ કરૂં તેથી મારા હૃદયનો ભાર થોડો ઓછો થશે. ચાલ જાઉં. ( અંબાલિકા જાયછે ).

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**–પુરૂરાજની છાવણીની પાસે આંબાવાડિયું.

( પુરૂ પ્રવેશ કરેછે.)

**પુરૂ**–( ઊંડા વિચારમાં મગ્ન થઈને ફરતા ફરતા ) હાય ! આવો પૂનમનો ચંદ્ર ઉદિત થયો છે, પરંતુ મારા હૃદયમાં તીવ્ર વિષ-કિરણ વર્ષણ કરેછે.

સુખ મારા હૃદયમાંથી જતું રહ્યું છે; પ્રકૃતિનો આવો સ્નિગ્ધ ભાવ મને હમણાં સારો લાગતો નથી. અમાસના ઘોર અંધકારમાં ગગન આચ્છન્ન થાઓ—મેઘના ગર્જનથી ચારે બાજુ કંપાયમાન થાઓ,—પળે પળે ભીષણ વજ્રપાત થાઓ,—પ્રલય ઝંઝાવાત આવીને આખું બ્રહ્માંડ ચૂર્ણ વિચૂર્ણ થઈ જાઓ, તેથી પ્રકૃતિની સાથે મારા મનનું કાંઈ સામંજસ્ય થશે. હમણાં મારા મનમાં થાય છે કે જાણે મારા દુઃખથી સર્વ હસેછે.—ચંદ્રમા હસે છે,—ચંદ્રના હસવાથી બધી પ્રકૃતિજ હસે છે. હાય! હવે મને કંઈપણ સારૂં લાગતું નથી; રણક્ષેત્રમાં જો મારો પ્રાણ જાત તો મારે આટલું દુઃખ ભોગવવું પડત નહિ. પરંતુ શું?—હમણાં પણ હું તે માયાવિનીને ભૂલી શકતો નથી? એક ચંચલ સ્ત્રીની પેઠે શું વીર પુરૂષનું હૃદય અધીર થાય?—ધિક્ છે!—પેલી શું? તે શું માયાવિની મૂર્તિ નથી? હા તેજ તો! હું જેટલો ભૂલવાનો યત્ન કરૂંછું તેટલો વિધાતા મને તેને ભૂલવા દેતો નથી કે શું? અહિં વળી શું કરવા આવેછે?

( ઐલવિલા પ્રવેશ કરેછે.)

**ઐલવિલા**—(સ્વગત) પુરૂરાજ ક્યાં ગયો? તેમને છાવણીમાં તો જોઈ શકી નહિ, સાંભળ્યું છે કે તે આંબાવાડિયામાં છે. અહિં તો જણાતા નથી! ચંદ્ર! તમે સાક્ષી; કહો, તમારી પ્રમાણે મારા હૃદયમાં શું કંઈ કલંકનું ચિન્હ જોઇ શકોછો? ત્યારે શા માટે પુરૂરાજ મારા પ્રતિ આટલો નિર્દય થયો? ક્યાં તે છે? તેમને મળું તો એકવાર પૂછીશ કે તમે શામાટે "માયાવિની" "કપટિની" કહીને મને ધિક્કારો છો? ઝાડની તરફ શું દેખાયછે? એ શું પુરૂરાજ છે?, હા તેઓજ જણાયછે!

(પુરૂની પાસે જાયછે.)

(પ્રકાશથી) પુરૂરાજ!—

**પુરૂ**—માયાવિની! પાછી અહિં?

**ઐલવિલા**—પુરૂરાજ!—

**પુરૂ**—મારી સામેથી છેટે જા.

**ઐલવિલા**—પુરૂરાજ! કહો મેં શો અપરાધ કર્યો છે? મને વગર અપરાધે શા માટે દોષ ઘો છો? (રડેછે) કહો, મેં શો અપરાધ કર્યો છે? (પગે પડેછે.)

**પુરૂ**—તક્ષશીલને જે પત્ર લખ્યો હતો તે શું હું જાણી શક્યો નથી?

**ઐલવિલા**—(આશ્ચર્ય પામી ઊભી થઈને) શું?—મેં—તક્ષશીલને—પત્ર!—ઈશ્વર સાક્ષી છે—હું મારા આત્માને સ્પર્શ કરીને કહું છું કે મેં તક્ષશીલને

એક પણ પત્ર લખ્યો નથી; ઉલટો એક વેરાગણને હાથે આપની પાસે એક પત્ર મોકલ્યો હતો. હું તક્ષશીલની છાવણીમાં બંદીવાન થઈ હતી, તેની ખબર તેમાં હતી.

**પુરૂ**-મિથ્યાવાદિની કપટિનીની વાત હું સાંભળવા ચાહતો નથી.

**ઐલવિલા**-શું ?-મિથ્યાવાદિની ?-કપટિની ? હવે નહિ-હવે હું કંઈ વાત કહીશ નહિ.-જે કંઇ મારે કહેવાનું હતું તે મેં કહ્યું છે. મારી ઉપર જો વિશ્વાસ ન બેસે-જો કપટિની કરીને મને જાણો તો હવે વખત લગાડીશ નહિ, આપ આપની તરવાર લઇને હમણાંજ મારૂં હૃદય વિદીર્ણ કરો. (રડેછે) આપની આગળ મારી આ છેલ્લી ભિક્ષા છે. હવે મારાથી આ દુઃખ સહન થઈ શકતું નથી; વખત લગાડીશ નહિ. પુરૂરાજ ! મારા અપરાધનો યોગ્ય બદલો આપો.

**પુરૂ**-( ગંભીરસ્વરથી ) સ્ત્રીનો વધ કરીને મારી તરવારને કલુષિત કરવા ચાહતો નથી.

**ઐલવિલા**-( કરૂણાજનક સ્વરથી) ઠીક છે આપ એવું ન કરી શકો તો હું પોતે મારૂં હૃદય વિદીર્ણ કરૂં છું,-હૃદયમાં જો કંઇ પાપ છુપું હશેતો આપ તે સ્પષ્ટ જોશો. ( છરી બહાર કાઢીને ) હે ચંદ્ર ! તમે સાક્ષી છો. વનદેવતા ! તમે પણ સાક્ષી છો, અંતર્યામી પુરૂષ ! તમે પણ સાક્ષીછો, હું નિર્દોષ હોઉં- ( પેટમાં ખોસવાને માટે છરી ઉચકેછે, એટલામાં છૂટાવાળથી સંન્યાસિનીના વેશમાં એકદમ પછવાડેથી આવીને ઐલવિલાનો હાથ પકડીને એને કહેછે ).

**અંબાલિકા**-થોભ ! થોભ !

**ઐલવિલા**-( ભય અને વિસ્મયથી ચમકીને પછવાડે જોઈને ચમકીને ઊભી થાયછે અને હાથમાંથી છરી નીચે પડેછે ) આ કોણ વનદેવી કે શું ?—( થોડીવાર પછી ઓળખીને ) રાજકુમારી અંબાલિકા ! આપે આ વખતે આવીને મને શામાટે વ્યાઘાત આપ્યો ?

**અંબાલિકા**-( પુરૂરાજના પ્રતિ) રાજકુમાર ! રાજકુમારી ઐલવિલાનો કંઇ અપરાધ નથી, એ નિર્દોષ છે. નિર્દોષના ઉપર શામાટે મિથ્યા દોષારોપ કરોછો ? જે ખરેખર દોષી છે તે આપની પાસે હાજર છે, મને મારી નાંખો.

**પુરૂ**-( આશ્ચર્ય પામીને) તે શું રાજકુમારિ ? આપ આવાં પ્રલાપ-વાકય શા માટે બોલોછો ? આપને ઉન્માદિનીના જેવાં કેમ જોઉંછું ? આપનો આવો વેશ કેમ ? આપ અહિં શામાટે આવ્યાં છો ?

**અંબાલિકા**-રાજકુમાર ! હું ઉન્માદિની નથી, હું દુશ્ચારિણી છું, હું

પાપિણી છું, હું પિશાચિની છું. આપ મારો વધ કરો. મેં મારે હાથે એ પત્ર લખ્યો; ખોટી રાણી ઐલવિલાના નામની સહી કરીને મારા ભાઈનું સરનામું લખીને, આપની પાસે મોકલ્યો. આ જુઓ હું તે પત્ર લાવીછું.

( પુરૂને પત્ર આપેછે. )

**પુરૂ**–( પત્ર વાંચીને આશ્ચર્ય પામીને ) શું રાજકુમારિ! આ લખાણ આપનું છે? ( સ્વગત ) શું? ત્યારે હું ઠગાયો છું?

**અંબાલિકા**–રાજકુમાર! રાણી ઐલવિલાના જેવી એકનિષ્ઠ સતી મેં બીજી કહિં પણ જોઇ નથી. રાજા તક્ષશીલે એનું મન આકર્ષણ કરવાને માટે પુષ્કળ યત્ન કર્યાં હતા, પરંતુ કોઈ રીતે પાર પડી શક્યો નહિ. છેલ્લીવારે બીજો કોઈ ઉપાય ન જોયાથી જઘન્ય ઉપાય અવલંબન કરવાની જરૂર પડી હતી. આપની પાસે હવે સઘળું પ્રકાશ કર્યાથી મારા મનનો ભાર થોડો ઓછો થયો. હવે મને જે સજા આપવી હોય તે આપો, તે હું વગર હરકતે સહન કરીશ.

**પુરૂ**–( સ્વગત ) આ વાત શું ખરી હશે? ખરૂં બોલેછે એવું ઘણીક રીતે જણાયછે. પરંતુ હજી પણ—

( વેરાગણ પ્રવેશ કરેછે. )

**પુરૂ**–આ વળી કોણ? આ તો વેરાગણ જોઉંછું.

**વેરાગણ**–( ઐલવિલાના પ્રતિ ) પેલી રાજકુમારી જોઉંછું તો કેદખાનામાંથી મુક્ત થઇ છે, ત્યારે આ પત્ર પુરૂરાજને આપવાની કંઈ જરૂર જણાતી નથી. હું તેમની છાવણીમાં ગઈ હતી, પરંતુ ત્યાં તેઓને જોયા નહિ. સાંભળ્યું છે કે તેઓ આંબાવાડિયામાં છે. પરંતુ હું તો તેમને ઓળખતી નથી.

**પુરૂ**–( વેરાગણના પ્રતિ ) અહિં હું છું, શો પત્ર લાવ્યાં છો? મને આપો.

**વેરાગણ**–આપ મહારાજ પુરૂ? આપે યવનોની વિરૂદ્ધમાં યુદ્ધ કર્યું હતું?–આશીર્વાદ દઉંછું કે આપ ચિરંજીવી થાઓ. આ પત્ર લ્યો, ( ઐલવિલાના પ્રતિ) રાજકુમારિ! અહિંનું કામ મારૂં થઈ ગયું. ( પુરૂને પત્ર આપેછે) હું જાઉં છું. સાંભળ્યું છે કે યવનો ગંગા નદીના કિનારા ઉપરના પ્રદેશમાં જય કરવાને માટે જાય છે.–હું તેઓની પહેલાં જઈ રાજાનંદને સાવચેત કરૂંછું; જાઉં છું; રાજકુમારી! હું વિદાય થાઉંછું.

( "જય ભારતનો જય" ગાયન ગાતી ગાતી વેરાગણ જાયછે. )

**પુરૂ**–( પત્ર વાંચેછે. )

પુરૂરાજ ! તક્ષશીલની છાવણીમાં હું બંદી થઇ છું. આપનાં સાથે મળવાનો બીજો કંઈ ઉપાય જોતી નથી. શીકંદરશાહને પરાજિત કરીને મારો જલદી અહિંથી ઉદ્ધાર કરો. ચાતકીની પેઠે આપની વાટ જોતી રહીછું.

ઐલવિલા.—

(પત્ર વાંચીને સ્વગત) હવે મારો સઘળો સંશય જતો રહ્યો. હું કેવો મૂર્ખ !—હું કેવો નિઠુર !—હું કેવો મૂઢ !—મેં રાજકુમારી ઐલવિલાના નિર્મળ ચરિત્ર ઉપર સંદેહ કર્યો હતો. (પાસે આવીને ઐલવિલાના પ્રતિ) રાજકુમારિ ! આપના પવિત્ર મુખની તરફ ફરીથી જોવાની મારી હિમ્મત ચાલતી નથી. હું ઘણો લજ્જિત થયો છું.--હું ઘણો અપરાધી છું—મને ક્ષમા કરો. મને કેવી રીતનો મોહ થયો હતો તે હું કહી શકતો નથી. મેં કટુ શબ્દોથી આપના પ્રતિ વ્યવહાર કર્યો છે. કેટલું આપના મનને દુઃખ દીધું છે તે સ્મરણમાં આણુંછું તો મારૂં હૃદય વિદીર્ણ થાયછે. કહો આપ મને ક્ષમા કરશો કે નહિ ? અંતઃકરણથી ક્ષમા કરશો કે નહિ ? જો માફ નહિ કરો તો આ ક્ષણે આપના ચરણ આગળ હું આ પ્રાણ વિસર્જન કરીશ.

**ઐલવિલા**—રાજકુમાર ! આપ ઠગાયા હતા તેથી સહજમાં મારા ઉપર આપનો સંદેહ થઈ શકે, આપ હવે તે વિશે કદાપણ મનમાં લાવશો નહિ. હું આપને ખરા અંતઃકરણથી ક્ષમા કરૂંછું.

**પુરૂ**—આહ્—હવે હું બધા કરતાં સુખી થયો. (અંબાલિકાના પ્રતિ) મેં પણ આપને ક્ષમા કરી. આજે આપની કૃપાથી સંસારને શ્મશાનમય જોવો પડ્યો નહિ.

**ઐલવિલા**—(અંબાલિકાના પ્રતિ) આજથી હું આપને મારી બહેનની પેઠે ગણુંછું.

**પુરૂ**—ઘણી રાત થઈછે, હવે, આ આંબાવાડિયામાં શામાટે રહેવું જોઈયે ? ચાલો આપણે અહિંથી સર્વે જઇયે. (સર્વે જાયછે.)

સમાપ્ત.